મહા ડીટેક્ટીવ ગ્રંથમાળા



# ભૂતીયો મહેલ



શાહ હરિહર પુસ્તકાલય-સુરત.

શ્રી ગણેશાય નમ:

# ભૂતીયો મહેલ

[ એક દીલ ધડકાવનારી અદ્ભુત નવલકથા ]

લેખક:-ભીમભાઈ વકતાણાકર



પ્રકાશક :-
શ્રી 'હરિહર' પુસ્તકાલય,
ટાવર રોડ-સુરત.

આવૃત્તી બીજી ] પ્રત ૨૦૦૦ [ સંવત ૧૯૯૫

મુદ્રક:-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
શ્રી અનાવિલ બંધુ પ્રિન્ટીંગ પ્રેસ,
બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળ
સુરત.

મૂલ્ય આના પાંચ

# ભૂતીયો મહેલ

## પ્રકરણ ૧ લું. ભયંકર ડોસો!

કાળીચૌદશની અંધારી રાત હતી. એટલે અંધારકાનું તો પૂછવુંજ શું? ચારે બાજુ જાણે ખોબે ખોબે કોઈ કાજળ ઠાલવી રહ્યું હોય તેમ અંધકાર વધતોજ જતો હતો.

આવે વખતે નદીને કિનારે બે બુરખાધારી ઉભા હતા. તેઓની આગળ એક નાનું તાપણું બળી રહ્યું હતું. પેલા બેમાંનો એક જુવાન આસરે બાવીસેક વરસનો લાગતો. બીજો વૃદ્ધ હતો. તેની છાતી ઉપર સફેદ દાઢી ઝુકી રહી હતી. તેના અવાજમાં સહેજ થથરાટ હતો.

વૃદ્ધ કંઈ ગણગણતો ઉઠ્યો. પોતાના લાંબા કાળા ઝભ્ભામાંથી ચાંદીની ડબ્બી કાઢી તેમાંથી કંઈ ભૂકી જેવું લઈ બળતામાં હોમ્યું.

ભપ્પ...કરતો ભડકો વધુ મોટો થયો અને કોઈ ભૂતડું નાચી રહ્યું હોય તેમ ઉંચો નીચો થઈ નાચવા લાગ્યો.

આ જોતાંજ પેલો યુવાન બાજુએ હટી ગયો અને બોલ્યો.

“બેટા! મેં નોતું કહ્યું કે તારું કામ નહિ? આમ એક બળતાનાં નાચથી જ તું તો બ્હી ગયો, તો ખોપરી જોતાં...”

યુવાને ખોંખારો ખાધો. “નહિ, નહિ, બાબા! એ તો આમ અચાનક ભડકો થયો એટલે સહેજ ચમક આવી ગઈ. હવે હું નહિ ડરું.”

“વારૂ. સાંભળ. એ ખોપરીના ભેદ જાણનાર નુતનપુરમાં બે જ જણ છે, એક રાજા જયસિંહ અને બીજો તેનો પ્રધાન પ્રમાદધન.”

“બાબા, માફ કરજો. ત્રીજો એક ગણાવવા આપ ભૂલી ગયા.”

"શાબાશ, બેટા! મેં જેવો ધાર્યો હતો તેવો જ તું હોશિયાર છે. એ ત્રીજો બીજો કોઈ નહિ પણ હું જ. એમજ ને બેટા?"

"હા, બાબા. પણ તમે કેમ જાણ્યું કે હું પણ એજ કહેવા માગતો હતો?" યુવાન તો આ ભયંકર બુઢ્ઢા તરફ તાકી જ રહ્યો. તેણે મનમાં ને મનમાં કેટલાયે નમસ્કાર એ ભવ્ય ડોસાને કર્યા.

"બેટા! વિચારશક્તિને તો જેટલી કેળવીએ તેટલી કેળવાય. દુનિયામાં બીજું છે જ શું? જેમ એક ને એક મળી બે થાય તેમ અમુક વિચાર સાથે બીજો વિચાર મૂકીએ તો એનું કારણ તથા પરિણામ તરતજ માલમ પડી આવે પણ એ તો નવરા ફિલસુફોના કામ. આપણે એવાં તરફ બહુ ધ્યાન આપવું નહિ."

અને તરતજ તે બોલતો બંધ થયો. યુવાને જોયું તો તે મનમાં કંઈક મંત્રી રહ્યો હતો.

લગભગ દસ મિનિટ આમ ચાલ્યું. પછી તેણે પેલા યુવાનનો હાથ પકડ્યો. અને બળતાંથી બે કદમ દૂર તેને ખસેડ્યો.

"બેટા. હવે બરાબર હામ રાખજે. વિકટ કામ હવેજ શરૂ થાય છે." ઉપરાચાપરી તેણે ત્રણ વખત પેલી ભૂકી બળતામાં હોમી. હવે તો ભડકો જાણે ચાકે ચડયો હોય તેમ ઘુમરી ખાવા લાગ્યો.

"શખુર..." તે બુઢ્ઢાએ એક ત્રાડ નાંખી. અને પાછો હતો તેવો નાનો ભડકો બળવા લાગ્યો.

"ચાલ બેટા, તૈયાર થા. આમ આવ આ બળતાં નજીક. એ અગ્નિદેવ તો કયારનો મારા પંઝામાં આવી ગયો. લે આ બળતામાં હાથ ધર."

યુવાન અચકાયો. કંઈક નિશ્ચય કરી પેલા બળતામાં હાથ ધર્યો. ભડભડ...પેલા યુવાનનો હાથ બળવા લાગ્યો.

પણ આ શું? યુવાને જોયું તો સામે આકાશમાંથી એક ખોપરી અદ્ધર ઉંચકાઈ આવતી હતી. ધીમે ધીમે હવામાં જાણે તરતી તરતી આવી ને પેલા યુવાનના હાથમાં આવી બેસી ગઇ

"બાબા, મારો હાથ તો જાણે અત્યારેજ બળી ગયો હતો ને?"

"બેટા, એ બળ્યોજ નહોતો. એ તો તેં બળતામાં હાથ ધરવા લંબાવ્યો એટલે તને એમજ લાગ્યું કે એ તો બળી જવાનો. તને એમ દેખાયું એ મારી નજરબંધીના પ્રતાપ."

"ત્યારે આ ખોપરી એ પણ સાચી ખોપરી નહિ?"

"ના બેટા, સાચી ખોપરી તો **'ભૂતીયા મહેલમાં'** ભરાઈ બેઠી છે. આ તો એ કેવી છે, એનો ભેદ શું છે, એ શું કામ કરે છે તેનો ખ્યાલ આપવા મારી મંત્રની શક્તિ વડે એક ચિત્રજ તારી આગળ દોર્યું. જોઈ લે. એની સાથે તો તારે ઘણાં કામ પાડવાનાં છે."

પાસે નદીને કિનારે વડની ઘટામાંથી ચીબરી ચીસ પાડી રહી હતી.

"બેટા, પૂછ એ ખોપરીને. ભુતીયા મહેલને ભેદી ખજાનો ક્યાં?"

"બાબાનો હુકમ બોલ. નુતનપુરની અમુલી ચીજો ક્યાં સંતાઇ?

ખોપરીએ મ્હોં ખોલ્યું. પછી ખડખડા હસી. બાદ બોલી. "બહાદુર જવાન, એ માટે તો તારે પ્રથમ એક નકશો મેળવવો પડશે.

"ત્યારે એ નકશો ક્યાં છે.?" "રાજમહેલની ખાસ તિજોરીના તળીયામાં."

યુવાન વધુ બોલે તે પહેલાંજ હાથમાં જોયું તો ખોપરી ગૂમ!

"જો બેટા, હવે મારા મંત્રનું જોર નહિ ચાલે. પેલાં સૂરજના કિરણ નીકળવા માંડયાં. મળસ્કું થઈ ચૂકયું. સવારની થોડીજ વાર છે.

મધરાતના એ મહેમાનો શહેરના રસ્તા તરફ દોડવા લાગ્યા.

---

# પ્રકરણ ૨ જું    રાજકુમારીનું ખૂન.

નૂતનપુરમાં આજે ખૂબ ધમાલ મચી રહી છે, મોટા રસ્તા પર ઘોડેસ્વારો આમથી તેમ દોડી રહ્યા છે.

આજે મહારાજા જયસિંહનો જન્મ દિવસ છે.

"બાજુએ ખસો મહારાજાની સ્વારી આવે છે!" દૂરથી એક બુમ સંભળાઇ. તડાકધૂમ! કરતી નોબત ગાજી રહી.

ઘડીભરમાં તો રસ્તાની બાજુએ લોકોની ઠઠ જામી ગઇ. મોખરે હાથીની હાર ચાલી રહી છે. વચ્ચે ઠાઠથી શણગારેલો એક સફેદ હાથી ઝૂલતો ચાલી રહ્યો છે. તેના પર ગોઠવેલી સુવર્ણજડિત અંબાડીમાં મહારાજા જયસિંહ બિરાજ્યા છે. આજુબાજુ ચાલતા હાથીઓ પર પ્રધાન, મુખ્ય સેનાપતિ, અન્ય ભાયાતો, મુખ્ય સરદારો વિગેરે બેઠા છે. હાથીની પાછળ ઉંટની સ્વારી ચાલી રહી છે.

"મહારાજ જયસિંહ દેવજીની જય!" ટોળામાં બુમાટો ઉઠયો. સારૂંયે શહેર ધ્રુજી ઉઠયું. સાથે શરણાઇ, નોબત અને ભૂંગળ પણ ખરીજ. મસકના મધુરા સરોદ પણ દીલને બહેલાવી રહ્યા હતા.

થોડીવારમાં સ્વારી શહેરના મુખ્ય દરવાજા આગળ આવી પહોંચી.

મહારાજા દરવાજામાં આવેલા ચોગાનમાં ઉતર્યા અને હવામાં ફરફરી રહેલા રાજધ્વજ આગળ આવી ઉભા. તરતજ તેની પાછળ પ્રધાન વિગેરે એકએકથી ઉતરતા દરજ્જાની દરેક વ્યક્તિ તેમની પાછળ પાછળ આવી ગોઠવાઇ ગઇ. થોડીવાર રહી રાજગોર આવ્યા. તેમણે યોગ્ય વિધિ સાથે અક્ષતકંકુવતી ધ્વજની પુજા કરી.

ફરીને 'મહારાજા જયસિંહદેવની જય...'ની ગગનભેદી બુમ ઉઠી.

આજ ચોગાનમાં એક વિશાળ મંડપ બંધાવ્યો હતો તેમાં રાજસભા ભરવાનું નક્કી થયું હતું. સર્વને એમાં જવાની છુટ હતી.

મહારાજા લોકોના નમસ્કાર ઝીલતા મંડપમાં પધાર્યા.

ગરીબોને દાન અપાયાં. સરદારોને પોશાક ઇલ્કાબ એનાયત થયા. દર વર્ષે થતી વિધિ જરાય ફેરફાર વિના ચાલુ રહી. પછી પ્રધાન પ્રમાદધન ઉભો થયો. તેણે મહારાજા વતી ભાષણ શરૂ કર્યું:—

"પ્રિય પ્રજાજનો,

શ્રીમંત મહારાજા સાહેબ તરફથી હું તમારી સમક્ષ ભાષણ કરવા ઉભો થયો છું પણ હું તમને વધુ કંટાળો ન આપતાં મારે જે કહેવાનું છે તે થોડાજ શબ્દોમાં કહીશ.

આપણી પર આફત ઉતરી છે. કાતીલ હીમથી લગભગ પોણો પાક નાશ પામ્યો છે. તમોએ કરેલી અરજ ધ્યાનમાં લઇ મહારાજાએ ફરમાવ્યું છે કે આ વર્ષનું મહેસુલ સદંતર માફ કરવું.

વળી તમોને ખબર છે જ કે રાજ્યની તિજોરીમાંથી 'કોલમ્બા હીરો' છ મહીનાથી ગુમ થયો છે. લખલુટ ખર્ચ કરી અનેક લાગવગ લગાડી મહારાજાએ એ ખરીદ્યો હતો જે દિવસે મહારાજાએ એને રાજદંડમાં જડવા તપાસ કરાવી તેજ દિવસે એ ગુમ થયેલો માલમ પડ્યો છે, એને માટે અનેક ઇનામો મહારાજા તરફથી જાહેર થયાં છે પણ જણાવતાં દિલગીરી થાય છે કે એનો પત્તો હજી કોઈ મેળવી શક્યું નથી! ઇનામો જાહેર થયાં છે તે હજી કાયમ જ રહેશે.

એક અત્યંત હર્ષની વાત જાહેર કરવાની છે. રાજ્ય સામે બહારવટું લઈ બેઠેલો લુંટારો જયમલ કેદી બન્યો છે. જંગલમાંથી એની ગુફાનો પત્તો મેળવનાર એક યુવક છે. એ નવલોહીયા જુવાને જે વીરતા બતાવી છે તે ખરેખર એની જુવાનીને શોભે છે.

"આમીન !"

પ્રમાદધન બેઠો નહિ તે પહેલાં તો સભામાં બુમ પડી "ક્યાં છે એ જુવાન ! બતાવો, બતાવો..."

આ વખતે ખુદ મહારાજા ઉભા થયા એટલે સર્વ સભા શાંત થઈ ગઇ. તેમણે કહ્યું: "મને જણાવતાં દિલગીરી ઉપજે છે કે એ જુવાન બહારવટીયા જોડે લડતાં સખ્ત ઘવાયો છે. એ પથારીવશ છે અને રાજ્યના ખાસ દવાખાનામાં એની સારવાર કરવામાં આવે છે. એને અભિનંદન આપનારી એક ખાસ સભા બોલાવવાનું અમે નક્કી કર્યું છે, તે વખતે આપ સર્વ એના દર્શનનો લાભ મેળવી શકશો."

થોડીજ વારમાં સભા બરખાસ્ત થઇ ગઈ. સભામાંથી પાછાં ફરતાં મહારાજા કંઈક વિચાર કરતા રાજમહેલના પગથીયાં ચઢી રહ્યા હતા એટલામાં સામે એક સિપાઇ હાંફ્લોફાંફ્લો દોડતો આવી પહોંચ્યો, "હજુર, ખૂન...કુમારી સાહેબાનું કોઇએ ખૂન..."

"હેં ! શું કહે છે? ખૂન? કોનું...મારી લાડકીનું મહારાજા ફાટે ડોળે જોઈ રહ્યા. આવેલા એક સૈનિકે એમને ઝીલ્યા ન હોત તો તેઓ નીચેજ પડ્યા હોત. મહારાજાને બેભાન થયેલા જોઇ રાજમહેલમાં હા હા મચી રહી. રાજવૈદ્યને તરતજ બોલાવવામાં આવ્યા.

પણ બીજી બાજુ રાજકુમારીનું શયનખંડમાં ખૂન થયું હતું. સર્વત્ર હાહાકાર વ્યાપી રહ્યો. રાજમહેલમાં જ્યાં કલાક ઉપર આનંદની કીકીયારી સંભળાતી હતી ત્યાં અત્યારે રૂદનના કારમા સાદ વહી રહ્યા હતા.

---

## પ્રકરણ ૩ જું — મહારાણીની કપટજાળ

મધરાતનો સમય હતો. સર્વત્ર ઘોર અંધકાર પોતાનો અડ્ડો જમાવી બેઠો હતો. સામસામી દિશામાંથી બે જણ આવે તો કોઈ કોઈને ઓળખી ન શકે એવી શ્યામલ ઘટા બધે પથરાઇ ગઈ હતી. બધે સ્મશાનશૂન્ય શાંતિ પથરાયેલી હતી. માત્ર રાતને દિવસ માનનારાં વનવાગોળ પોતાની પાંખો ફફડાવી રહ્યાં હતાં.

આવે વખતે રાજમહેલની પાછળથી દોરીએ લટકી એક વ્યક્તિ ઉતરી પડી. દોરી પકડી ઉભી રહેલી બીજી વ્યક્તિ આગળ થોભી વાહ, તમે તો એક મરદની અદાથી ઉતરી આવ્યા...”

“કેમ ન આવે? તમને ખબર છે? આમ ઉતરવું એ તો મારો નાનપણનો ખેલ છે...”

“એટલે?”

“પંદર વરસની મારી ઉંમરમાં આમ તો મારે દરરોજ ઉતરવું પડતું. આહ! તે જુવાન? મારો પ્યારો અત્યારે હોત...”

“પણ આમ જુઓ. સાંભળો તમને ખબર છે કે આપણે આજે જે કામ ઉઠાવવાના છીએ તેને માટે છાતી જેટલી બને એટલી કઠણ રાખવાની છે. અને જો તેને બદલે તમે એ ભુતકાળના પણ હાલ સંભારવા જશો તો દીલ પીગળી જશે અને ખેલ ખલાસ થઈ જશે.”

“ખરી વાત. પણ પ્રમાદ હું ઘણાયે પ્રયત્નો કરું છું પણ હૃદયમાં રમી રહેલો એ જ્યારે જ્યારે યાદી એની આવી જાય છે ત્યારે તે નજર આગળથી ખસતોજ નથી. પણ હવે તે શું કામનું? શોક પછી પેદા થએલા એ ભયંકર હાસ્યે એનો જોડીદાર પણ થથરી ઉઠયો

“ચાલો હવે જલદી કરો. થોડીવાર મુંગા મુંગા આગળ ધપવા લાગ્યા. બન્નેએ શ્યામ સાયા ધારણ કરી હતી.

"પ્રમાદ, આજ તે વડ કે?" રાજમહેલનો બગીચો વટાવી જ્યારે તેઓ એક વડ પાસે આવી પહોંચ્યા ત્યારે પેલા બેમાંની એક સ્ત્રી હતી તેણે પ્રશ્ન કર્યો. "આહ! કેટલો ભયંકર! કાચાપોચા માનવીઓ તો મધરાતે એનું નામ સાંભળતાંજ થથરી ઉઠે, નહિ...?"

અને ખરેખર, એ બીના તદ્દન સત્ય હતી. આ જંગી વડ કબીરવડની હરિફાઈ કરી શકે એવો વિકરાળ હતો. આજુબાજુ અવાવરૂ પડી રહેલી જમીન જંગલ જેવી બની ગઈ હતી. રાજ્યના બધાંજ માણસો એમાં ભૂતનો વાસો છે એમ ખાત્રીપૂર્વક માનતાં અને તેથીજ એનું નામ 'ભૂતીયો વડ' પડ્યું હતું.

સ્ત્રીએ પૂછેલા સવાલનો જવાબ પેલાએ આપ્યો નહિ. તે આજુબાજુ કંઈક ખોળી રહ્યો હતો. થોડીજ વારમાં તે તાળી પાડી ઉઠયો. "જુઓ જુઓ...આં..." અને એક પત્થર તરફ તેણે આંગળી કરી. એ પત્થર પર એક કડું જડી દીધેલું માલમ પડતું હતું. હાથમાં પકડેલી મશાલ પેલી સ્ત્રીના હાથમાં આપી તે વાંકો વળ્યો અને જોરથી કડું ખેંચ્યું. સરરર...કરતું એક પાટીયું જમીનમાં સરકી ગયું અને પેલા વડની નીચેજ એક બખોલ દેખાઈ.

પાછી મસાલ હાથમાં પકડી તે પુરૂષ આગળ વધ્યો. થોડીજ વારમાં તે પેલી બખોલમાં દાખલ થઈ અંદરના પગથીયાં ઉતરવા લાગ્યાં. ખુલ્લા મેદાનમાં આવી ઉભાં. 'મહારાણી! આ બારણું દેખાય છે તેમાંથી ભૂતિયા મહેલનો રસ્તો પડે છે. આજે તો વખત નથી. કોઈક વેળા પાછાં આવીશું તો એ મહેલની પણ મુલાકાત લઈશું. હાલ તો આપણે 'કાજળીયા ઓરડામાં જ જઈશું.'

વાંચનાર! આ બેનું ઓળખાણ શ્યામ છાયામાં લપાયેલી બે વ્યક્તિઓમાંની એક તે નૂતનપુરના મહારાજાની સ્ત્રી કપિલા અને બીજી વ્યક્તિ તે પ્રધાનજી પ્રમાદધન હતા.

મહારાજા જયસિંહ ધર્મપરાયણ અને સત્યપ્રિય રાજા હતા. પ્રજાના અવાજને માન આપવું એ પોતાની ફરજ સમજતા. પ્રજા કેમ સુખી થાય તે વિચારમાં એ નિશદિન ચિંતાતુર રહેતા.

પણ જાણે એના આ સદ્‌ગુણોને ઢાંકી દેવાજ રાણી કપિલાનો જન્મ થયો હોય એમ તે એક દુરાચારી અને દુષ્ટા સ્ત્રી આ ભલા રાજાના કોટે બંધાઈ હતી. તેને રાજાની ધર્મઘેલછા કે સંયમ બિલકુલ ગમતાં નહિ. નાનપણથી વિલાસમાં ઉછરેલી એ રાણી વિલાસ કે અમનચમનનેજ વધુ પસંદ કરતી એને પણ એના જેવો વિલાસી પ્રધાન પ્રમાદધન મળી આવ્યો. ભલા મહારાણાની જાણબહાર આ બંને કાળમુખાં એકમેકને મળતાં અને અનેક કાવતરાં રચતાં.

છેવટે તેમણે એક ભયંકર નિશ્ચય કરી નાંખ્યો હતો. રાજાને ઠાર કરવો. વચ્ચે નડતી રાજકુમારીનો કંટક દૂર કરવો. આ કાવતરું પાર પાડવાજ 'કાજળીયા ઓરડામાં' આજે તેઓ એકઠાં મળ્યાં હતાં.

પ્રમાદધન ચોગાનમાં આવેલા એક ઓરડાના બારણાં નજીક આવ્યો. ઓરડાના ઉંબર નીચે આવેલી એક કળ દબાવી અને ફડાક કરતાં લોઢાના બે તોતીંગ બારણાં ઉઘડી ગયાં. તરતજ એક કાળો નાગ ત્યાં અવાજ કરતો પ્રકટી નીકળ્યો.

સાપને જોતાંજ કપિલા ભયથી અવાક બની ગઈ, પણ પ્રમાદધન તો ખડખડાટ હસતો હતો. "મહારાણી, ડરો નહિ, આમ આવો."

"મહારાણી ઉભા રહો. ડરી ગયાં? ભૂતિયા મહેલની મુલાકાત લેવાની છે. આમ આવો. એ સાપ ખરેખરો સાપ નથી. એ તો બનાવટી તાંબાનો સર્પ છે. જુઓ એ આપણો દીવો બની જશે." એમ કહી પ્રમોદધને તે સાપના માથા પરનું બટન દબાવ્યું. જોતજોતામાં ત્યાં એક જ્યોત ખડી થઇ અને સર્પના માથા પર બળવા લાગી.

આ જોઇ કપિલા હસી પડી. "ભાઈ આ તો જબરી કરામત."

"આમ આવો, બેસો, પ્રથમ તો રાજકુમારીની વાત કરીયે."

"હા, એ મારી શોકના સાલનું શું કર્યું?"

પ્રમાદધન હસ્યો. ભયંકર હાસ્યથી દિવાલો પણ ધ્રુજી ઉઠી. "બીજું શું થાય? એ પણ ભૂતીયા મહેલની જ મહેમાન બની છે."

"ત્યારે પેલું ધડ ક્યાંથી મેળવ્યું?"

ધડના ક્યાં ટોટા છે આ વિશાળ નુતનપુરમાં! પ્રમાદધન એક ભીંત નજીક ગયો અને ત્યાં લટકતી એક લોઢાની સાંકળ ખેંચી.

ગનન...ધનન...કરતો ઘંટ વાગવા લાગ્યો અને તેઓ જે ઓરડામાં બેઠાં હતાં તેની ઉપરના એક બારામાંથી એક કાળો આકાર ઉતરી આવ્યો. એ વિકરાળ મનુષ્ય કાળા સીસમના રંગ જેવા શરીરથી બહુજ ભયંકર લાગતો હતો. એના વાંકડીઆ ઝુલ્ફાં વિખરાયેલા પડયા હતા. એના હાથમાં એક કટાર એણે મજબુતીથી પકડી રાખી હતી. પ્રમાદધન પાસે આવતા તે હાથ જોડી ઉભો રહ્યો.

કપિલા જોતાંજ હબકી ગઇ. તે એકદમ ડરી જાય એટલી નમાલી તો ન હતીજ. રાજમહેલની અટારીએથી સરરર સરકી ક્રુર પ્રમાદધનની યારી ભોગવનારી એ દુષ્ટા પ્રથમ તો આ ભયંકર માનવીને જોઇને જરા થથરી પણ પાછી સ્વસ્થતા મેળવી લીધી.

"કેમ મસુદ, પેલું ધડ ક્યાંથી મેળવ્યું હતું?"

"મહારાજ" જાણે વાઘ ગૂરકતો હોય એવો અવાજ આ ભયંકર માનવીના ગળામાંથી છૂટયો. "એ તો પનઘટ પર એક છોકરી પાણી ભરતી હતી નાં? તેને આમ...અં...જરાક ઉડાવી દીધી."

"અને રાજકુમારી..."

"રાજકુમારી? રાજકુમારી તો ઉંઘતી હતી નિરાંતે એટલે બહુ તકલીફ ન પડી. એ તો મહેલની હવા નિરાંતે ચાખી રહી છે."

પ્રમાદધન ઉપરાચાપરી બે ચાર પ્યાલી એ એક એક ઘુંટડે ગટગટાવી ગયો.

"મસુદ, હવે તું જા" હુકમ મળતાંજ ઓરડાની છત પર લટકતાં એક દોરડાંને પકડી પેલા બાકોરામાં પેસી કયાંય અદૃશ્ય થઇ.

વાંચનાર ! આ કાજળીયા ઓરડામાં હવે વધુ નહિ થોભીએ, કારણ ત્યાં તો શયતાનનો પંજો પડી ચૂકયો છે. દારૂમાં બેફામ બનેલાં પ્રમાદધન અને કપિલા પોતાના અન્નદાતાના આત્માને દગો દઇ રહ્યાં છે. વિલાસમાં ચકચૂર બન્યાં છે.

---

## પ્રકરણ ૪ થું — ભૂતીયા મહેલમાં

ટપાટપ...ટપાટપ...ટપાટપ......

ઘોડાની ખરીના અવાજ હવામાં ગાજી રહ્યા. ભૂતીયા વડ પાસે આવી ઉપર બેઠેલા એક યુવાને લગામ ખેંચી. ઘોડો ઉભો રહ્યો અને યુવાન નીચે કુદી પડયો. મોં પર વળેલો પરસેવો લૂછતો લૂછતો તે આજુબાજુ જોવા લાગ્યો. કમરમાંથી એક નકશો ખેંચી કાઢયો અને કંઇક નિશ્ચય પર આવ્યો હોય એમ જણાયું. અચાનક એની નજર પેલાં કડાં પર પડી. તે આનંદથી નાચી ઉઠયો. "બરાબર એજ..."

પૂર્ણ જોરથી તેણે કડું ખેંચ્યું અને વડ નીચે બખોલ દેખાઇ. પાછો તે ઘોડા પાસે આવ્યો, "લાલીઆ, જાઉં છું હોં!" ઘોડો પણ માલિકને વિદાય આપતો હોય તેમ હણહણી ઉઠયો.

કમરમાંની તલવાર તપાસી તેણે બખોલમાંના પગથીયાં ઉતરવાં માંડયાં. પગથીયાં ઉતરીને એક વિશાળ ચોકમાં આવી ઉભો. તેણે

મસાલ સળગાવી અને કમ્મરની ભેટમાંથી નકશો ખેંચી કાઢ્યો. મસાલના અજવાળામાં તેણે ભૂતીયા મહેલમાં પડતી ઓરડીની દિશા બરાબર જોઈ લીધી. પછી ડાબી બાજુની ભીંત તરફ ચાલવા લાગ્યો.

અચાનક તેના માથા ઉપર એક દંડો પડ્યો. ભયથી એક ચીસ પાડી તે ભોંય ગબડી પડ્યો. પાસેજ મસુદ ખડખડ દાંત કાઢતો ઉભો હતો. પોતાના હાથમનો દંડો ઉંચો કરી બોલ્યો, "બચ્ચાજી, કેવા દોડતા આવતા હતા? એના મનમાં તો ભૂતીયા મહેલનો મસુદ મરી ગયો હશે, કેમ? પણ બચ્ચા! અહીં તો જાગતો ચોકીદાર, આ મારો દંડો મારા હાથમાં છે ત્યા સુધી તો કોઈની મગદુર......"

બોલતાં બોલતાં તે એકદમ અટકી ગયો. સામેથી પ્રમાદધન અને કપિલા વાતો કરતાં આવતાં તેણે જોયાં. તરત હાથમનો દંડો ભોંય પર ફેંકી તેણે બન્નેને નમસ્કાર કર્યા.

પ્રમાદધન ચમક્યો. "કોણ અનંત?"

"અરે હા પેલા નવો જુવાન."

"મસુદ, એને ઉઠાવી લે. અરે તેં તો બહુ ખોટું કર્યું! જા જલદી દોડ. આ જુવાન તો બહુ કામનો છે, એને ગમે તેમ કરી બચાવી લેવો જોઇએ."

મસુદે દોટ મૂકી. થોડીજ વારમાં એ ઘા બાજરીયું લઈ આવ્યો અને પેલા બેભાન જુવાનને માથે બાંધી દીધું.

"પ્રમાદ પણ આ જુવાન છે કોણ? એ ક્યાંથી આવ્યો છે?"

હશે, જે હોય તે, પણ એ બહાદુર છે એમાં શંકા નહિ. કપિલા તું જો મારી પટરાણી......

પ્રમાદધને પહેલીજ વાર તુંકારથી બોલાવી હતી એટલે કપિલા પ્રથમ તો ચોંકી, પણ જાણે શરમાઈ ગઈ હોય તેમ બોલી, "જાવ જાવ પ્રમાદ, એમ પટરાણી બન્યા વગર તું તો પર આવી ગયા..."

"અરે હા, ભૂલ્યો મહારાણી સાહેબા..." પણ તરતજ પોતાની વાતચીત ધ્યાનથી સાંભળી રહેલા મસુદ પર એની નજર પડી. અને તેને તેના દેખતાં આમ છૂટ લેવા બદલ પસ્તાવો થયો, એટલે તે ધમકી આપતો બોલ્યો, "કેમ અલ્યા અહીં ઉભો છે? જા, એકદમ આ જુવાનને રાજકુમારીવાળા ઓરડીના નજીકના ઓરડામાં પૂરી દે. બરાબર ચોકી રાખજે હાં!"

× × ×

મસુદના દંડાથી બેભાન બનેલો અનંત જ્યારે જાગ્યો ત્યારે તેણે જોયું તો પોતે એક અંધારા ઓરડામાં પૂરાયેલો હતો. માથા પરનો ઘા એને હજી સાલતો હતો. એને આમ ફટકાવનાર કોણ હતો તે એ નહોતો જાણી શક્યો. પોતાનો દુશ્મન આમ વણ ઓળખ્યો રહી જાય એ માટે આ બહાદૂર જવાનને બહુજ લાગી આવ્યું. મનમાં ને મનમાં ધૂંધવાતો તે માથું દબાવી બેસી રહ્યો અને આ આવી પડેલી નવી આફતને કેમ નિવારવી એનો વિચાર કરવા લાગ્યો.

એટલામાં એના કાને કોઇ સ્ત્રીની તીણી ચીસ અથડાઇ. રોમેરોમ ખડાં થઇ ગયાં. ધમધમ કરતું લોહી તેની નસોમાં દોડવા લાગ્યું.

અંધારા ઓરડામાં ફાંફાં મારતો તે થોડીવારે એક બારણા નજીક આવી પહોંચ્યો. એક છોકરીને હાથપગ બાંધી ઉભી કરેલી હતી. તેની નજીક મહાકાળીની લાંબી જીભ કાઢતી, મોટી મોટી આંખોવાળી મૂર્તિ ગોઠવેલી હતી. તેની પાસેના એક થડીઆ પર એક નાગો બાવો બેઠેલો હતો. તે સર્વનો ઉપરી હોય એમ દેખાતું હતું. એ બધાયને વીંટળાઇને બીજા અનેક સાધુડા ત્યાં ઉભેલા હતા. બધાનીજ મુખમુદ્રા કઠોર અને જાણે લોહી ચાખવાને આતુર બનેલી હોય એમ લાગતું.

"બોલો ભવાની માતકી જે!"

બધાયે એક સામટા પોતાના સરદારના એ બોલ ઝીલી લીધા.

પેલી છોકરી કોઇ કોઇ વેળા ભયની બુમ પાડતી હતી. સાધૂડો તેનું મોં દાબી દેતો એટલે હવે તે ચીસ પાડી કોઇને મદદે બોલાવી શકે એમ નથી એમ ધારી ચૂપ થઈ ગઇ હતી.

'મારૂં શું કરવા માંગો છો?' ચોધાર આંસુ પાડતી બોલી.

'તારૂં...તારૂં...હા...હા...આ મૂર્તિ પાસે પત્થર પડ્યો છે તે જોયો છે ને? તેના પર જો અં...તારૂં માથું મુકાવીશું અને આ મસુદ પાસે એકજ ઘાએ એનો નિકાલ આણી દઇશું' એમ કહી પેલા સરદારે મોટો છરો લઈ ઉભેલા મસુદ તરફ આંગળી કરી. તે ચંડાળ મુછમાંને મુછમાં હસી રહ્યો હતો.

'પણ મારો કંઇ અપરાધ?"

'અપરાધ! તારો અપરાધ રાજકુમારી તરીકે જન્મ લીધો.

'રાજકુમારી તરીકે જન્મવું અપરાધ!'

'નાદાન છોકરી...તને એ સમજતાં હજી વાર છે.'

'તમને રાજ જોઇતું હોય તો બહાદુરીથી કેમ લેતા નથી? નિરાધાર છોકરીનું લોહી રેડી તમે રાજ કદી સુખે ન ભોગવી શકો.'

'છોકરી તું શું બકે છે? તું નિરાધાર?'

'મા? મા તો બિચારી સ્વર્ગે સિધાવી છે. હા, અને બાપ અપંગ બન્યા છે અને—'

'છોકરી! તારૂં એ ડહાપણ અમારે નથી જોઇતું.'

"ત્યારે શું તમે મને મારીજ નાંખશો?"

"હા...હા...હા...તેની તો આ બધી ધમાલ છે, ને વળી પાછી અજાણી થઈ પુછે છે!" તે ક્રૂર સરદાર જેમ જેમ હસતો તેમ તેમ

રાજકુમારી ભયથી કાંપી ઉઠતી. શયતાનના હાસ્ય એવાંજ હોય છે. જો કોઇ હાસ્ય દીલ ધ્રૂજાવે તો તે એક માત્ર શયતાનનું.

'મસુદ' હવે આપણે વાટ જોવાની નથી, હવે એનો નિકાલ કરી નાખ.'

આ બાજુ અનંતની અધિરાઈ વધતી જતી હતી. રાજકુમારીનો વધ આમ પોતાના દેખતાં થાય અને તે માત્ર બેસીજ રહેવું? પણ તેની હાલત પણ રાજકુમારી જેવી નિરાધારજ હતી. તેણે કોઈ ગુપ્ત કળ શોધવા આમતેમ ફાંફાં માર્યાં પણ ત્યાં એટલો બધો અંધકાર હતો કે તેને કશુંજ જડે એમ ન હતું. ઓરડાની છત તરફ તેણે નજર ફેંકી ત્યાં પણ અંધકાર હતો.

"હું યે ખરો મૂર્ખ! આટલાં બધાં સંકટમાં પણ આ મૂર્ખ વિચારથી તેનાથી હસ્યા વગર રહેવાયું નહિ.'

બારણામાં લાત મારી જોઈ પણ તે તો લોખંડનું તોતીંગ બારણું! એના જેવા દસ આવે તોયે જેમનું તેમ રહે.

વળી તે બારણાના કાણાં આગળ આવ્યો અને તેની નજરે એક ભયંકર દ્રશ્ય પડ્યું. સરદારના હુકમથી એક સાધુ મોટી સગડી લઈ આવ્યો અને તેમાં લાકડાં નાખી અંદર બળતું કર્યું. જોતજોતામાં મોટો ભડકો ત્યાં થવા લાગ્યો.

થોડી વાર રહી બળતું ધીમું પડી બળવા લાગ્યું એટલે પેલા સરદારે તેમાં થોડી ભૂકા જેવો કંઈ પદાર્થ અંદર નાંખ્યો. આખો ઓરડો ધૂમાડાથી ભરાઈ ગયો. હવે અંદરનું બળતું ચાકે ચઢ્યું હતું. તેની સાથે આખો ઓરડો તથા પેલા સાધુડા અને તમામ માણસો જાણે કુદરડી ફરતાં હતાં.

એટલામાં અચાનક એક ભૂતડું તે સગડીમાંથી પ્રકટી નીકળ્યું. કોઇ પણ મનુષ્યનો હોય નહિ તેવો તદ્દન સફેદ તેનો રંગ હતો. જાણે

વરાળનો ગોળો ! જમીનથી તે તદ્દન અદ્ધર ચાલતું હતું. બળતામાંથી બહાર નીકળી તે નાચવા લાગ્યું. તેના પગ સ્થિર રહેતાજ નહિ. પેલો સરદાર હજી મંત્ર ભણતો હતો.

પેલા સરદારે કંઇક નીશાની કરી એટલે તે રાજકુમારી નજીક જઈ પહોંચ્યું. રાજકુમારી તો એને જોતાંજ બેભાન થઇ ગઈ હતી. તેનો ચ્હેરો ફીકકો પડી ગયો હતો. શ્વાસ પણ ધીમે ધીમે તે લઇ રહી હતી. રાજકુમારી પાસે જઇ પેલા ભુતડાંએ તેના માથા ઉપર હાથ ફેરવ્યા અને ખડખડાટ હસી પડયું તેના આગલા બે મોટા દાંત જોઇ અનંતની છાતી બેસી ગઈ. એના માથા પરનો ઘા એના ઉશ્કેરાટથી વધુ ને વધુ વેદનાજનક થઈ પડ્યો હતો.

થોડી વાર સરદારે બે ચાર તાળી પાડી અને ભૂતડું અલોપ ! સરદાર ઉઠયો અને રાજકુમારી આગળ આવી ઉભો. તેની આંખ પર હાથ ફેરવતાંજ તે ઉભી થઈ ગઈ. અનંતે જોયું તો તે પૂતળું બની ગઇ હતી. તેની આંખો તેજ વગરની ખાલી ખાલી લાગતી.

---

## પ્રકરણ ૫ મું

## ગેબી મદદ.

“ચાલ, તૈયાર થઇ જા !” સરદારે એક ત્રાડ નાંખી. હવે તો રાજકુમારી એની મેલી વિદ્યાને તદ્દન આધીન થઇ ગઇ હતી. એની વાચા ઉડી ગઈ હતી. પૂતળાં પેઠે એ સર્વ હુકમ ઉઠાવતી હતી.

“આ પત્થર પર માથું મુક.”

ઘુંટણભર ભોંયની ઉપર બેસી પત્થર પર માથું મુકયું.

“મસુદ ! બરાબર એના ગરદન પર કાપ મુકજે.” અને એ પિશાચે હવામાં અદ્ધર છરો તોળ્યો. અનંતથી એક લાંબી ચીસ પડાઇ

ગઇ. તેને લાગ્યું કે હમણાંજ એ નિર્દોષ રાજકુમારીનું મસ્તક ઉડી પડશે. અને પોતે જુવાની લજાવતો કાળા મોંએ હાથ ઘસતો બેસી રહેશે. પણ એનોય શો વાંક? ફરી બમણા જોરથી એણે બારણામાં લાત મારી.

પણ મસુદનો છરો રાજકુમારીના ગળા પર પડે તે પહેલાં તો "ખબરદાર..." ભયાનક ત્રાડ સંભળાઈ અને એક બુઢ્ઢો ત્યાં આવી ઉભો. બધા ચમકી ઉઠયા. મસુદ તો એને જોતાંજ નરમ ઘેંસ થઈ ગયો. ડોસાનો ભયંકર પંજો તે સારી પેઠે પિછાનતો હતો.

અનંત ડોસાને ઓળખી ગયો! કાળીચૌદસને દિવસે સ્મશાનમાં લઈ જનાર ડોસો. જોતાંજ અનંતનું હૃદય આનંદથી નાચી ઉઠ્યું.

એક વખત તો તને નદીમાં પધરાવી દીધો હતો ને વળી પાછો ફુટી નીકળ્યો!"

"લાંબી ચોડી વાતો કરવાની મને ફુરસદ નથી. હું તને સારી પેઠે ઓળખું પણ તારો પાપનો ઘડો હવે ભરાઈ ચૂકયો છે. તું થોડાજ દિવસમાં ઉત્રડો પડી જવાનો છે..."

"એટલે? તું ડરાવવા માગે છે? સરદાર કરડાકી કરતો બોલ્યો.

"મૂર્ખા! નાહકની જીંદગી જોખમમાં ન નાંખ. અળગો ચાલ્યો જા નહિ તો તારા કાળને અત્યારે બોલાવવો પડશે." એમ કહી ભૈરવે એક સીસમની કાળી લાકડી પોતાની કફનીના ગજવામાંથી કાઢી.

ભૈરવ રાજકુમારી નજીક આવ્યો. તેની આંખો પર હાથ ફેરવ્યો.

"તમે કોણ?" ઉંઘમાંથી ઉઠી હોય તેમ રાજકુમારી બોલી.

"વખત આવ્યે બધી ખબર પડશે. હાલ તો રામ...રામ...".

રાજકુમારીએ કાન સરવા કર્યા. ભયંકરતાનો અનુભવ હમણાંજ એણે મ્હાણી લીધો હતો. તેણે ગભરાતી આંખોએ આજુબાજુ જોયું.

"રાજકુમારી! આમ આવો." કાણામાંથી અવાજ આવ્યો.

"તમે કોણ? ક્યાંથી બોલાવો છો?"

"હું...અનંત! આમ જુઓ, આ કાણાં નજીક આવો."

રાજકુમારી બારણા નજીક ગઇ. માત્ર બેજ આંખો આતુરભરી નજરે તેણે જોઇ. "તમેજ રાજકુમારી શશિકલા"

"હા...હું રાજકુમારી ખરી. પણ શશિકલા તો નહિજ."

"તમે શશિકલા નહીં તો પછી..."

"હું મંદારગઢની રાજકુમારી અને શશિકલાની માસીની છોકરી."

"હેં!...ત્યારે સાચેજ શશિકલાનું ખૂન થયું?..."

"શશિકલાનું ખૂન?..." રાજકુમારીથી ચીસ પડાઇ ગઇ.

"હા...તમને ખબર નથી?"

"ના...હું તો ઉંઘમાં હતી ત્યારે મને કોઇ ઉઠાવી લાવ્યું."

"ત્યારે તો મામલો ભયંકર જણાય છે. નુતનપુરમાં રાજકુમારીના ખુનના જે સમાચાર ફેલાયા છે તે સાચાજ હોય એમ લાગે છે."

પેલા સાધુઓ બીકના માર્યા ભાગી ગયા. મસાલ મુકતા ગયા હતા, અનંતે એને ચેતાવી રૂમમાં કોઇ બેડી કળ હોય તો ખોળી કાઢવાનો વિચાર કર્યો.

રાજકુમરી મસાલ લઇ આવી.

"આ કાણામાંથી દાખલ કરો આવશે કે?"

પણ મસાલ એટલી મોટી હતી કે કાણામાંથી તે દાખલ થઈ શકે એમ હતુંજ નહિ. અનંત અત્યંત નિરાશ થઈ ગયો. કપાળે હાથ ઠોકી તે ભોંય પર બેસી ગયો.

"રાજકુમારી! વાતો કરવામાંજ વખત વિતાવવો પડશે કે શું?"

"હા. એમજ લાગે છે."

એટલામાં મસુદ ભોજન સામગ્રી લઇને આવી પહોંચ્યો. તે બંનેનું ભોજન એકી સાથે લાવ્યો હતો.

બારણાની ઉંબર પર બેસી બન્નેની થાળ વહેંચી આપી.

અનંત તો મસુદની મશાલના અજવાળાથી કોઇ ગુપ્ત કળ શોધી કાઢવાની વેતરણમાંજ હતો. તે મુંગો મુંગો ખાતો જતો હતો અને આજુબાજુ તીવ્ર નજર ફેંકતો. આખરે એની નજર એક લોખંડની કડી પર પડી. અને તેણે એની દિશા બરાબર નોંધી દીધી.

કડું નજરે પડતાંજ આનંદની એક બે રેખા તેના મ્હોં પર ઝળકી ઉઠી. ફરી ફરીને એ દિશા જાણે કે મગજમાં એણે કોતરી દીધી.

મસુદ સાથે બાથંબાથી કરવાનો વિચાર કરી જોયો. પણ તે રાક્ષસ એવો તો કદાવર હતો કે અનંતને એ વિચાર માંડી વાળવો પડયો. આજે બળ નહીં પણ કળાજ કામ આવે એમ હતું.

મસુદ ઉંડા વિચારમાં હોય એમ જણાતું હતું. અનંતને વિચાર આવ્યો. એના જેવા નરરાક્ષસને શું કોઇ આપત્તિના વિચાર આવતા હશે કે કોઈ નિર્દોષ મનુષ્યનું રક્ત રેડવાની ફિકરમાં હશે?

છેવટ સુધી તે કંઇ બોલ્યો નહિ અને બહારની કળ દબાવી.

અનંતે અંધારામાં બાથોડીયા મારવા માંડયાં ઘણી વાર સુધી કડાંની શોધ માટે ફાંફાં માર્યાં પણ તે તેની દિશા ચુકી ગયો હોય એમ લાગ્યું. લગભગ પા કલાક સુધી તે આમ ફંફોળતો રહ્યો.

છેવટે તેનાથી એક ઉષ્ણ નિઃશ્વાસ નંખાઇ ગયો. તેના જીવનના આ છેલ્લા ત્રણ દિવસો એવા કમભાગી નીવડયા હતા કે લગભગ દરેક કાર્યમાં તેને સફળતાજ નહોતી મળતી!

ખાધા પછીની જે કંઇ થોડી સ્ફુર્તિ તેનામાં હતી તે આ સાંપડેલી નિરાશાથી ઉડી ગઇ. તો પણ તે હિંમત હાર્યો નહિ.

અને-થોડીજ વારમાં તેને એક કડું હાથ લાગ્યું. તેને પકડીને બમણા જોરથી તેણે ખેંચ્યું. આ પણ શું? આ તો કડાની સાથેજ તે ઉંચકાતો ચાલ્યો. જાણે પવનવેગી કોઇ અશ્વ ઉપર સ્વારી કીધી!

કડકડ... ડડડ ..કડકડ...

બારણું પાછું નીચે ઉતરી ગયું. તેના ધક્કાથી અનંત નીચે પડયો. પત્થરની ભોંય પર અફળાઇ તે બેભાન બની ગયો. આમ પટકાઈ પટકાઇ તે ભીમકાય યુવાન મુડદા સમાન બની ગયો સદ્‌ભાગ્યે તેના માથા પરના ઘાને આ વખતે ઇજા થવા પામી નહિ.

તેનું એકે એક અંગ જુદું પડી ગયું હતું. તેની બધીયે ચેતન શક્તિ બહેર મારી ગઈ હતી. વધુ ખેદજનક તો એ હતું કે એની આ સ્થિતિમાં એની સંભાળ લેનાર કોઇજ ન હતું!

---

## પ્રકરણ છઠ્ઠું — મહારાણીનો હવસ.

અનંત જ્યારે જાગ્યો ત્યારે પોતે એક પલંગમાં સુતેલો હોય એમ જણાવ્યું. તેણે આજુબાજુ જોયું અને પોતાની પાસે કપીલાને બેઠેલી દીઠી. તેનો ચ્હેરો સહેજ મલકાયો અને તે ધીમે સાદે બબડયો.

"કોણ મહારાણી...માતા..."

"હા.. હા...અનંત સુઈ રહે હમણાં બોલીશ નહિ."

અનંતે ફરી આંખો મીંચી દીધી. ફરી તે ઘસઘસાટ ઉંઘમાં પડયો.

આમ લગભગ એક અઠવાડીયું પસાર થઇ ગયું. અનંત હવે સંપુર્ણ સ્વસ્થ અને પ્રફુલ્લ બની ગયો હતો છતાં ઉપરા ચાપરી પડેલા ઘા હજી તેની મિત્રાચારીનો સંબંધ જાળવી રહ્યા હતા.

*　　*　　*

"કેમ જુવાન શી વિચારમાં?" લમણે હાથ દઈ બેઠેલા અનંતની પાછળથી અવાજ આવ્યો. તે ચમકયો. એ વળી કોણ હતું?

"કોણ કપિલા...? મહારાણી...!"

"અનંત! તારા જેવો શૂરવીર યુવાન મને મહારાણી કહી બોલાવે એ સાંભળી મને ઘણીજ શરમ આવે છે."

"ત્યારે શું કહું?...માતા—"

"અરે...ના...ના...એ શબ્દ સરખોય ઉચ્ચારીશ નહિ..." કપિલા અનંતને કોટે વળગી પડી અને તેનું મ્હોં બંધ કરી દીધું.

"ઓ મીઠા જવાન! તારી આ તેજથી ઝલકતી આંખો જોતાં મારા હૈયામાં ઉંડા ઘા પડે છે...તારો આ કૂમળો ચહેરો જોતાં મારા અંગે અંગ અકકડ બની જાય છે...તારા આ પ્રતાપી હોઠના નાજુક વળાંક..." એમ કહેતાંજ હવસખોર કપિલા અનંતના હોઠ તરફ વળી. અનંતે તરતજ મ્હોં ફેરવી દીધું. તે તો આભોજ બની ગયો. હતો તેમ સ્થિર તે ઉભો રહ્યો.

બરાબર એ વખતે બહારથી અવાજ આવ્યો, કપિલા! કપિલા!..." અને તરતજ મહારાજા જયસિંહ અંદર આવી પહોંચ્યા.

એ જોતાંજ કપિલા ગભરાઈ ગઈ. ભયની એક તીણી ચીસ તેના મોમાંથી સરી પડી. તેના ડોળા ફાટી ગયા. પણ એ ચંડિકા એમ હારી જાય એમ નહોતી. 'ઓ મારા નાથ! બચાવો! મને બચાવો! હું તમારી રજા લઇ આ અનંતીયાની ખબર લેવા આવી ત્યારે એણે મારા પર બળાત્કાર ગુજારવા માંડ્યો. ઓ...ઓ...સારૂં થયું કે તમે આવી પહોંચ્યા......ઓ......રાજકુમારીનો ખૂની પણ એજ છે... હીરાનો ચોરનાર પણ એજ...ભૂતીયા મહેલનો ખજાનો પણ એજ હાથ કરવા માગે છે...જુઓ એ રહ્યો પેલો એના કેડમાંનો નકશો...!"

થઈ ચૂકયું. જીવનના જાગતા બે પૂરાવા એ નિર્દોષ યુવાનની સામે ઝઝુમી રહ્યા. જે મહારાણી એનો ઘડી પહેલા પ્રેમ યાચી રહી હતી તે પોતાના રક્ષણ માટે મહારાજાને અવળા પાટા બાંધી રહી હતી.

ભલા રાજાની સમક્ષ એ જીવતા પુરાવા જાણે ભૂતડાં સમા નાચી રહ્યા. જે જુવાનને એણે અપૂર્વ માન સહિત પ્રજામાં જાણીતો કરી દીધો હતો તેને આ કુટીલ કામિનીના શબ્દોથી છેતરાઇ અપરાધી માની લીધો. તેણે ગુસ્સામાં આવી અનંતની ભેટમાંથી નકશો ખેંચી કાઢ્યો. "અનંત! તારા જેવા શૂરવીરને આવી ચોરી..."

"નાથ! રાજકુમારીનો ખૂની તેને તમે શૂરવીર—"

"અન્નદાતા! હું જન્મથીજ અભાગ્યો નીવડયો છું. જે સત્ય છે તે જો આજે ખુલ્લું કરૂં તો પણ એ પુરવાર કરવાને મારી પાસે એકે પુરાવો નથી. આજે તો મારી આગળ ફાંસીની દોરી લટકી રહી છે. મારી ખાત્રી છે કે મારે એને તાબે થવાનું છે." આટલું બોલતાં અનંત ઘણો ઉશ્કેરાઇ ગયો. તેના મ્હોં પરની રેખાઓ ઉપસી આવી. દાંત કચકચાવી તે પત્થરના પૂતળા પેઠે ઉભો રહ્યો.

ખરેખર! એની નજર આગળ ફાંસીની દોરી હતી તો પણ એને હાથ મસળી બેસી રહ્યા સિવાય ઉપાયજ ન હતો

પોતાના અભાગી જીવન પર તિરસ્કાર આવ્યો. તેને લાગ્યું કે નકામા જીવનનો અંત લાવનાર ફાંસીની દોરીને શા માટે ન વધાવી લેવી?

અને તે કશુંય બોલ્યા વગર મૃત્યુને ભેટવા તૈયાર થઇ ગયો.

"અનંત! શશિકલા મારો આત્મા હતી. તેનું ખુન થયું. મને કેટલો આઘાત થયો એનાથી તું અજાણ નથી. તો પણ એ ખૂન કોણે કર્યું તેનો એકકે પુરાવો હજી મળી આવ્યો નથી—"

"નાથ! એના અનેક પૂરાવા મળી આવે એમ છે અને વધુ ખાત્રી કરવી હોય તો બોલાવો પ્રમાદધનને." અનંતની નીચી ઢળેલી આંખો તરફ કાતરતી નજરે જોતાં જોતાં કહ્યું.

કપિલાએ નિશ્ચય કર્યો હતો કે અનંતને બળથી નહિ તો કળથી જીતવો, એક વાર એ સજા પામે, કેદમાં પુરાય તો પછી એ બચાવ તો જરૂર કરે. એ બચાવમાં પોતાની મદદ માગ્યા વગર અનંતને બીજો કયો માર્ગ હતો? તાબામાં આવ્યા વગર રહેવાનો નહિ. અને ભાવિ વિજયના આનંદમાં કપિલાના નેત્રો નાચી ઉઠયાં.

જયસિંહ ગુસ્સામાં લાલચોળ બની ગયા હતા. એ ભલા રાજાથી કોઇની ગેરવર્તણુંક જરા પણ વેઠી શકાતી નહિ. કપિલા તરફ ફરી તે બોલ્યા, "કપિલા! મારે એકેક પુરાવો જોઇતો નથી. એક જીવતો જાગતો પુરાવો તો આ એની કેડમાંથી મળી આવ્યો અને હીરાની તપાસ કરવામાં એણે અનેક દેખીતા પ્રયત્નો કર્યા છે એ દરેક કામમાં ફત્તેહ પામ્યો છે. પણ આ હીરાની શોધમાં એને કેમ નિષ્ફળતા મળી? હું હવે કશું સાંભળવા માંગતો નથી. એને માટે જેલનાં બારણાં એજ એક સલામત રસ્તો છે."

અને થોડાજ વખતમાં એ કમભાગી યુવાન સિપાઇઓના પહેરા હેઠળ કેદખાના તરફ ધીમા પગલાં ઉપાડતો ચાલ્યો.

---

## પ્રકરણ ૭ મું. પાશમાં.

મનુષ્ય પર જ્યારે આપત્તિ પડવી શરૂ થાય છે ત્યારે એનો અંતજ આવતો નથી.

વિધિની આ વિચિત્રતાનો થઇ પડેલો અનંત પણ લાંબા ડગ ભરતો જેલમાં આંટા મારી રહ્યો હતો. લગભગ અર્ધી રાત્રી વીતી ચૂકી હતી છતાં એને કર્મે સુખની નિદ્રા નોતી લખાઈ.

એટલામાં જેલનું તાળું ખખડ્યું. મસાલનું આછું અજવાળું દેખાયું, અને અનંતે એક યુવાનને પોતાની સામે ઉભેલો દીઠો. અનંત આંટા મારતો અટકી ગયો. પળવાર તે પેલાની સામે જોઇ રહ્યો, તેને એમ લાગ્યું કે આ ચહેરો તેને પરિચિત છે.

તેના ભવાં સંકોચાયાં. સખતાઇથી હોઠની કમાન વળી, તેને છેલ્લા દસ દિવસથી જગત પ્રત્યે રોષ ભરાયો હતો. એનું ચાલત તો તે દુનિયાને એક ખુણેથી જલાવી દેવા તૈયાર હતો. એટલે પોતાની ગૂનમાંજ એણે પૂછી નાંખ્યું: 'યુવાન! જુવાની-દીવાનીનો કેફ તને ખ્યાલમાં છે? હું પણ એક વખત એવો—"

તે બોલતો અટકી ગયો કારણ કે તેને ખ્યાલ આવ્યો કે રાજ્યનો કોઇ જાસુસ તો એ ન હોય? બનવાજોગ છે. નુતનપુરનું રાજતંત્ર આજકાલ એવું બની ગયું હતું કે એને એવો ખ્યાલ આવે એ સહજ હતું.

પણ જાણે પેલો યુવાન પણ એનો વિચાર પામી ગયો હોય એમ બોલ્યો, "કેમ અટકી ગયા? કાંઇ વ્હેમ આવ્યો?"

"હા, જરા એવુંજ પણ તમે ચાહો તે હો. તમને વહેમ આવે કે ન આવે. હું જે કંઇ કહેવાનો છું તે તો તદ્દન બીનજવાબદાર વાતચીત છે. એટલે એનું કોઇપણ પરિણામ આવે તેની મને બીલકુલ પરવા નથી."

"મને લાગે છે કે તમે ચીડાઇ ગયા છો પણ વધુ ઢીલ કરવામાં સાર નથી. જુઓ, હું આવ્યો છું તમને બંધન-મૂક્ત કરવા,"

'મને છુટો કરવા? શા માટે? છુટો થઇને શું કરીશ? પાછો આ જગતની જંજાળના જાળોમાં લપેટાવા મને છુટો કરો છો?'

"હું એ ફિલસુફી સાંભળવા માંગતો નથી. જલ્દી ચાલો. આ જીવતી દોઝખમાંથી જેમ બને તેમ જલ્દી છુટો તો સારૂં."

"યુવાન! જગતે મને દગો દીધો છે."

પણ યુવાનની અધિરાઇ વધતી જતી હતી. તેને જેમ બને તેમ જલ્દી નીકળી જવાની ચટપટી પેઠી હતી એટલે તે વચ્ચેજ અધિરાઇથી બોલી ઉઠયો. ઓ ઘેલા જુવાન! જીંદગીની એક બાજુજ શા. માટે સાંભળી રહ્યો છે? ચાલ, તને દુનિયાની બીજી બાજુ દેખાડું."

"હેં! શું કહો છો?"

"પાછા ભાષણે ચઢવા માગો છો? હું કહું છું કે તમારે મારા હુકમનેજ તાબે થવાનું છે. એમાંજ તમારી સલામતી છે."

"જીંદગીની અળખામણી બાજૂમાં મારે માટે સલામતી રહી નથી. અને હું સલામતી માંગતો પણ નથી."

નીચું જોઇ લવતો અનંત પેલો યુવાન છે કે નહિ તે જોવા જાય છે તો પેલા યુવાનની આંખમાં આંસુ દીઠાં. તેને સમજ નહિ પડી કે આ યુવાનને રોવા જેવું હતુંજ શું? કોઇ રડે શા માટે? દુનિયાના ફટકા ખમી ખમી એનું હૃદય કરૂણ પત્થર સમાન બની ગયું હતું. રડવાનું તો એ ભૂલીજ ગયો હતો. મરદને આંસુ કેવા?

છતાં એની નજરે જીંદગીની કરૂણતા આજેજ પ્રત્યક્ષ થતી હતી. કોઇના આંસુ એણે લુંછ્યા ન હતાં. તે પેલા યુવાનની નજીક ગયો અને તેના માથા પર હાથ મુકયો.

માથા પર હાથ પડતાંજ પેલો ચમકયો. એક બાજુએ હઠી ગયો. ફેંટો નીકળી જતાંજ કેશકલાપ શરીર બહાર આવ્યો.

કોણ? આ તો કોઇ યુવતિ હતી!

"અનંત! પ્યારા..." પેલી યુવતી અનંતની બાથમાં સમાઇ ગઇ. અને તેણે અનંતના હોઠ જોડે પોતાના હોઠ જોડી દીધાં.

અનંતના જીવનમાં આવો પ્રસંગ પહેલોજ હતો. તે પણ ભાન ભૂલ્યો બની ગયો, અને પોતાની બાથમાં બીડાયેલી એ મુગ્ધ રમણીને પોતાની છાતી સરસી ચાંપી રહ્યો.

કોઇ પણ ઘડીએ નહિ અનુભવેલો આ નવો અનુભવ આ યુવાનને ઉન્મત્ત બનાવવા પૂરો શક્તિમાન બન્યો.

"તમને મેં ક્યાંક જોયા લાગે છે." ઘડી પહેલાં જગતની નઠોરતાથી કંટાળી લવારો ફેંકતો અનંત બોલ્યો.

"તે તમે મને ભૂલી પણ ગયા? બહુજ ભૂલકણા..."

"અરે, મારી ભૂલકણાની ટેવની તો વાતોજ જવા દોને..."

"એક વચન આપે તો કહું."

"વચન! અને તે તમારે મારી પાસે જોઇએ છે? અરે, એક શું. કહો તો બે ચાર ત્રણ પાંચ..."

"પણ જો જો હં. જીંદગી સુધી સાચવવું પડશે."

"જરૂર. કહો તો જીંદગીની હદ પૂરી થાય ત્યાં સુધી!

"પણ એમાં વચનની ક્યાં વાત આવી?

"મારા સવાલનો જવાબ આપો. વ્યાકરણ શીખ્યા હો તો કહો. બીજો પુરૂષ સર્વનામ એક વચન કયું?" "તું"

"ત્યારે આ શશિકળા જ્યારે જ્યારે તમને બોલાવે ત્યારે તેને સંબોધન કરવા એ વાપરવા ચુકવું નહિ."

"હેં તમે શશિકળા? પેલા ભૂતીયા મ્હેલમાં મળ્યાં હતાં તે?"

"અરે! પણ મુદ્દાની વાત તો ભૂલીજ ગયા. ગાંડા ન બની જાવ એટલા માટે મારે પુરૂષનો પોશાક સજાવવો પડેલો દરવાનને દારૂમાં બેફામ બનાવી દીધો છે. હવે જલદી કરો. ચાલો આ રસ્તે."

એમ કહી શશિકળાએ એક ગુપ્ત કળ દબાવી અને પળવારમાં તો કેદખાનાના ભોંયતળીયામાંથી એક શીલા અદ્ધર ઉંચકાઈ ગઈ.

અને જીવનની નવી લ્હાણુ માણુવા અનંત શશિકળાની ગોદમાં લપાતો એ ભોંયતળીએના નીચેના પગથીયાં ઉતરવા લાગ્યો.

---

## પ્રકરણ ૮ મું — મધરાતની મસલત

વાંચનાર! ઘણા વખતથી આપણે પ્રમાદધનને વિસારી દીધો છે. હવે તેની મુલાકાત લેવી જોઇએ.

પોતાના ખાનગી ઓરડામાં બેઠો બેઠો એ અતિ ઉંડા વિચારમાં પડી ગયો હતો. મુછો આમળતો આમળતો એ રાજકુમારીના વિચારમાં પડયો હતો. એ કયાં ગઈ હતી? શું ખરેખર એનું ખુનજ થયું હતું? એક ઉંડો નિસાસો એણે ખેંચ્યો. તે એકદમ ઉભો થઇ ગયો અને ગાંડાની માફક આમતેમ આંટા મારવા લાગ્યો.

મધરાત થઇ ચૂકી હતી. વદ ચોથનો ચંદ્ર પોતાનું તેજ પાથરી રહ્યો હતો. જગત બધું નિરાંતે ઉંઘ ખેંચતું હતું. પણ આ હૈયા ફુટાના નસીબમાં સુખની નિદ્રા નહોતી લખાઈ. આવા આવા ઉજાગરા તો એના રોજના થઇ પડ્યા હતા.

એટલામાં નીચેથી અવાજ આવ્યો. બારી તરફ ગયો. તેમાંથી ડોકાવ્યું. "કપિલા! હં...અત્યારે? ઉપર આવ બધાંજ ઉંઘે છે."

અને કાળરાત્રીની કુટિલ કામિની પોતાનું કૂટિલ હાસ્ય ફરકાવતી ઘડીભરમાં પ્રમાદ પાસે આવી ઉભી રહી.

"કેમ અત્યારે આવવું પડયું કપિલા!"

"પ્રમાદ, ચોરને પોટલે ધુળની ધૂળજ રહેવાની. પેલો અનંત

નાશી ગયો. રાજકુમારીનું શું થયું તેનો પત્તો નથી અને પેલી શશિકળા પણ કયાંક ભાગી ગઇ—"

"કપિલા ! મધરાતની મહેમાન બની આવી છે ને આમ કાળજું ધડકતું રાખશે તો કેમ પત્તો લાગશે ?"

"પણ—પણ—"

"પણ ને બણ. કપિલા, એમ ઉતાવળ કર્યાથી કંઇ માંડેલી રાજશેતરંજની બાજી પર રમવાનું હતું ?"

"પ્રમાદ ! આવા સંકટના સમયે પણ આવો ઉલ્લાસ તું માણી શકે એ ખરેખર અજબ બનવા જેવું છે."

"કપિલા ! મહાપુરૂષપદ આમ કરવું હોય તેને તો એમજ કરવું પડે."

"હા.. હા...મારા પ્યારા ! તદ્દન ખરી વાત. મારૂં કમભાગ્ય કે તારા જેવો કદણુ વીરનર મારા જીવનનો નાથ ન બની શકયો. પણ પ્રમાદ ! હવે તો હું આ તારા અન્નદાતા ડોસલાથી કંટાળી ગઇ."

"અરે મારી વ્હાલી ! એમ ઉતાવળે કંઇ આંબા થોડા પાકે છે ?"

"પણ હવે એ જેમ બને એમ જલ્દી પતી જવું જોઇએ"

"હવે તારે પૂછવું નહિ પડે. પેલા અનંતનું શું કરીશું ?"

અરે હા, તેની તો ખુદ મહારાજાએ તપાસ કરાવી છે.

"કપિલા ! અહીંજ નુતનપુરની રાજદ્વારી નબળાઇ છે. રાજ્યનો એકકે જાસુસ એવા કામેલને પકડી શકતો નથી એ ખરેખર અફસોસની વાત છે.

"હેં ખરેખર ?"

"હા. હા. મારો વિશ્વાસુ જાસુસ ખબર લાવ્યો છે કે ભૂતિયા મહેલના કેદખાનામાંથી તેઓ કોઇ ગુપ્ત માર્ગે નીકળી ગયા છે."

"કર્ણેશ્વર આગળ ? એ કર્ણેશ્વર દંડકારણ્યમાં છે તેજ ને ?"

"હા, એજ. એ જંગલમાં જતાં તો ભલભલાંના હાજાં ગગડી જાય એમ છે પણ રાજ્યનો પેલો ભેદી ડોસલો આ કામમાં કંઇ ભાગ ભજવતો હોય એમ લાગે છે."

"કોણ! પેલો ભૈરવ?"

,'હા. હા. એ ભૈરવ. રાજ્યમાં વારંવાર જાસાચિઠ્ઠી નાંખી એણે આપણી અનેક બાજી ધૂળમાં મેળવી છે. અનંત એનોજ ચેલો"

"અનંત ભૈરવનો ચેલો?"

"હા. હા. નહિ તો એ બાવીસ વરસના જુવાનીયાની મગદુર શી કે નુતનપુરમાં પોતાની હાક પણ વગાડી શકે?"

"પ્રમાદ! ભૈરવને હાથ કરવાની કોઇ તરકીબ નહિ મળે?"

"હા. મારી ચિંતાનો મૂળ વિષયજ એ છે. નહિ તો પેલા ડોસલા- તારા સ્વામીનાથ–જયસિંહને ચપટીમાં ચોળી નાંખતાં વાર કેટલી?"

"એટલે?" શું ભૈરવ તને એ કાર્ય નહિ કરવા દે?"

,'ના, કદી નહિ. મને કેટલીય વાર એણે એનો પરચો બતાવી દીધો છે. કોઇપણ હિસાબે ભૈરવ આ દુનિયામાંથી અદૃશ્ય થાય નહિ ત્યાં સુધી હાથમાં આવે કે તું મહારાણી બને એ આશા ફોકટ છે."

"પ્રમાદ! ભૈરવથી તમે આમ નાહક બીઓ છો, મને તો એનો પરિચય પણ નથી અને તમે કહો છો કે અદૃશ્ય થવો જોઇએ."

"કપિલા! તને એ ડોસાનો પરિચય નથી થયો. નહિતર આવું સ્વપ્ને પણ ઉચ્ચારવાની તું હિમ્મત કરી શકે નહિ."

"હું તો એનો પ્રત્યક્ષ પરચો નહિ દેખું ત્યાં સુધી એની બહુજ ઓછી પરવા રાખું..."

"પરિચય!...પરિચય! મારો કોણ પરિચય માગે છે?" કોઇ ઉંડી ગુફામાંથી અવાજ આવતો હોય એવો ઘોર પડઘો આખા ઓરડામાં પથરાઇ રહ્યો.

"મારો પરીચય માંગનાર સુખે ન સુએ. સત્યનો હું ઉપાસક. જુઠાણું અને દગાખોરી એ મારા જીવનના મહાન શત્રુ. કપિલા અને પ્રમાદચંન! જગતમાં સાચું જ અંતે તરે છે. જીંદગી હજી લાંબી છે. તમાર અન્નદાતાના આત્માને છેહ દેતા પહેલાં હજી જરા પાછળ જુઓ. તમારો પાપનો ઘડો ભરાઈ ચૂકયો છે. હું ભૈરવ! તમારો કટ્ટો દુશ્મન! તમને પોકારી પોકારીને કહું છું કે પ્રપંચ અને કાવા-દાવામાંથી જેમ બને તેમ જલ્દી ઉગરી જાઓ."

કપિલા તો ઠરીજ ગઈ. એની આંખો તદ્દન તેજ વિનાની ખાલી ખાલી થઇ ગઈ. કયાંય સુધી એ ભાન ભૂલી બની જઇ પત્થરની પુતળી સરખી સ્થિર બેસી રહી. એના કાનમાં હજી ભણકારા વાગતા હતાઃ 'ચેત! ચેત! પાપનો ઘડો ભરાઈ ચૂકયો છે..."

પ્રમાદધન પણ અવાક્ બની ગયો હતો. એનો પાપી આત્મા આ સત્યના ઉપાસકની કઠોર વાણીથી ફફડી ઉઠયો હતો પણ એનો શયતાની આત્મા આખરે એના ઉપર જીત મેળવવા શક્તિમાન બન્યો. એક તિરસ્કારભર્યું હાસ્ય કરતો એ કપિલા પાસે આવ્યો.

"કપિલા! કેમ હવે પ્રત્યક્ષ પરિચય થયોને? જયાં સુધી આ પ્રમાદના કાંડામાં જોર છે ત્યાં સુધી એવા કંઇ ડોસલા જખ મારે છે. હવે આપણી મૂળ વાત પર આવીએ."

"પ્રમાદ! પ્રમાદ! મને ગભરાટ થાય છે..."

"ગભરાટ! ગભરાટ! હા...હા...હા...ખરેજ, અબળા તે આખરે અબળાજ રહેવાની, એટલામાં ગભરાઇ ગઈ? જો, આ આજુ જો..." એમ કહી પ્રમાદે પોતાનો અંગુઠો હોઠ પર અડાડયો.

"અં...સમજી?"

કપિલા હસી પડી. "હા...હા...યાર! સમજી."

"ત્યારે બધી ચિંતાને વિસારી મૂકનાર અને હારેલા હૈયામાં હામ પૂરનાર એ આપણું અમૃત અહીં મોજુદ છે. તારા કોમળ હાથને જરા તસ્દી આપી..."

"ઓહો! તમે તો કવિ થઈ ગયા! પણ, પણ, પ્રમાદ! પેલા અનંતનું શું કરીશું?"

શરાબનો એક એક ઘુંટડો ઉતારતો પ્રમાદ બોલ્યો. "અનંત!... અરે એને તો જીવતો જલાવી દીધો...અં...જીવતો...મારો બેટો હોશિયારીમાંથી હાથ કાઢતો નથી..."

"જીવતો બાળી મુક્યો? એટલે?"

"આપણો પેલો મસુદ છે ને, મસુદ! પેલો માણસ માત્રનો કટ્ટો શત્રુ! એને એ કામ સોંપ્યું છે. દંડકારણ્યમાં એક ઝુંપડીમાં મારા બેટા પકડાયા છે. આજે રાત્રે મસુદ એ ઝુંપડી સળગાવી મુકવાનો છે. આપણે નદીને કિનારે ઉભા રહેવાનું છે. એ બન્ને જુવાનીયા કેમ બળી મરે છે તે તો જોઈએ! કેમ દોસ્ત, હા...હા..."

કપિલા! જો આજે સાંજે ઘોડા પર તૈયાર થઈને આવી રહેજે.

"હા. હા. જરૂર એ જુવાનીયા તરફ મને બહુજ ચીઢ ચડી છે. એણે મારૂં અપમાન કર્યું તે દિવસથી મારો વૈરાગ્ય બહુજ ઉગ્ર બન્યો છે. પણ...પ્રમાદ! હવે તો મળસ્કું થઇ જવા આવ્યું."

"અં. હા...હા...પણ...મેં કહ્યું તે ધ્યાનમાં રાખજે હોં..." શરાબની અસરથી ચકચુર બનેલો પ્રમાદ બોલ્યો.

"હા...હા...ચોક્કસ" દોરડાં વાટે એ સરસરાટ ઉતરી ગઇ.

પ્રમાદ પણ દારૂમાં બેફામ બની પલંગ પર ગોથું ખાઇ પડ્યો.

---

# પ્રકરણ ૯ મું — આમના પંજામાં

"શશિકલા! માનવી અમથો દુઃખી દેખાય છે. કુદરતે તો સર્વ સ્થળે પ્રસન્નતાજ બિછાવી છે. બાકી માનવીનું દુઃખ એટલે એની ભુલોનો દંડ. એવી ભુલો એ હાથે કરીનેજ કરે છે. જો, આ આનંદથી નાચતાં કુદતાં હરણાં, પોતાની ખોરાકીમાં આનંદથી ભમતાં પંખીડાં, એકમેકને બાથમાં લઈ ઉભેલા પેલા નિશ્ચલ ટેકરા. આનંદ. આનંદ...

અનંત અને શશિકલા નદિને કિનારે બેઠાં હતાં કુદરતની અપૂર્વ શોભાથી અનંત આનંદમાં આવી ગયો હતો. કેમ ન આવે? જગતનો બધો કલેશ ભુલાવનાર એક સુંદર સુંદરી એની સોડમાં હતી બીજી બાજુ કુદરત અપૂર્વ લીલા વિસ્તરી રહી હતી. પછી એવો કયો કમભાગી આત્મા આ દુનિયામાં છે જેને આવા પ્રસંગે આનંદ થયા વગર રહે?

શશિકલા તો અનંત સામું તાકીજ રહી હતી. તેને આ યુવાન ઘણોજ ગમતો.

આ પહેલવાન કાય સુંદર ચપળ યુવાનને જોઇ રહેવામાં પોતાને ધન્ય સમજતી. એ એને માટે સાતમા આસ્માનને પણ વટાવવા તૈયાર રહેતી.

"અનંત! તમે મને બહુ ગમો છો?"

"અને તમે...તું...શશિકલા! મારો આત્મા, મારૂં હૃદયકમળ... તું પણ મને કેટલી લાગે છે?"

બંને નદીને કિનારે એક પત્થર પર બેઠાં હતાં. પાસે ખળખળ કરતું પાણી વહી જતું હતું.

"અનંત તમે મને નહિ છોડો?"

"તને? શા માટે? આવી કમળ સરખા કોમળ, ગુલાબ સમી સુરેખ, ચંદ્રના શીતળ તેજ જેવી મધુર..."

તમે તો વાત વાતમાં ક્યારેજ બહુ ચઢી જાઓ. મારા ભાઈ, હું પુછું તેનો સીધો જવાબ તો આપતોજ નથી."

"ચાલ, લે હવે સીધી વાત કરૂં, પણ શશિ! તું આમ જ્યારે રીસાઇ જાય છે ત્યારે મને બહુજ વ્હાલી લાગે છે."

"લો, ત્યારે હવે હું સદાને માટેજ રીસાઇ જાઉં."

એમ કહી શશિકલાએ ઝુંપડી તરફ ચાલવા માંડયું. અનંત તેની પાછળ દોડયો. બન્નેને વાળુ કરવાનો પણ વખત થઇ ગયો હતો.

શશિકલા પુરૂષ વેશ સજી અનંતને જેલમાંથી છોડાવી લાવી એ વાત વાંચકો સારી રીતે જાણે છે. એને આમ કરવાની પ્રેરણા કરનાર ભૈરવ હતો તેણેજ એને જેલના ભોંયતળીઆમાં ભેદી ભોંયરૂં છે એવી માહિતી આપી હતી. પોતાની ખાનગી બાંધેલી ઝુંપડી તરફ વળતા એક રસ્તાની માહિતી આપતો એક નકશો તેણે શશિકળાને આપ્યો હતો, એજ નકશાની નિશાનીવાળો એક ભાગ અનંત પાસેના નકશામાં પણ હતો.

પણ એ નકશો અનંત પાસે કયાં હતો? તે તો ખૂદ જયસિંહના હાથમાં જઈ પડયો હતો તો પણ શશિકલાની બહાદુરીથી બન્ને ભૈરવની ઝુંપડી આગળ થોડાજ વખતમાં આવી પહોંચ્યાં હતાં અને આજ ચાર દિવસથી એકાંતમાં આવેલી એ ઝુંપડીમાં આનંદથી બન્ને પોતાના દિવસો પસાર કરતાં હતાં.

બન્ને દરરોજ સાંજે ફરવા નીકળતાં. આનંદથી સાંજ વિતાવતાં અને ભૈરવે આણી આપેલું ભાથું આરોગતા.

ભૈરવે તો આ બન્નેના આનંદમાં ડખલ પડે એવા વિચારથી બહુ દેખાતો નહિ. તો પણ આ બન્નેને કોઈ પણ જાતની અડચણ

પડે નહિ એને માટે સખત તકેદારી રાખતો. બન્ને જણ એને ઝુંપડીમાં રહેવા આગ્રહ કરતાં પણ એ ધૂની ડોસો માનતોજ નહિ.

શશિકલાની વેણી સાથે ગેલ કરતો અનંત ઝુંપડીમાં પેઠો. બન્ને માટે વાળુ તો તૈયારજ હતું. બન્ને ભોજન આરોગવાની ખટપટમાં પડયાં.

"અન્તુ, આજે ભૈરવ દાદા તો દેખાયાજ નહિ."

"હા. આજે એમ કેમ થયું? એ ડોસો પણ કયાં પાધરો છે?

"અરે! અરે! અનંત આ શું? ઝુંપડીમાં આગ! અનંત... ઓ..." ખરેજ! ઝુંપડીમાં આગ લાગી હતી. શશિકળા અને અનંત ઝુંપડના એક ખૂણામાં બેઠાં હતાં.

અનંત દોડયો. શશિકળાને પોતાની બાથમાં લીધી. ચારે બાજુથી જવાનો રસ્તો છે કે કેમ તેનો તપાસ કરવા લાગ્યો. પણ ચોપાસ આગના ભડકા ભભુકી રહ્યા હતા.

અનંતે નિરાશાભરી નજર ફેંકી. તેને કંઈજ ન સુઝયું. શક્તિ આંખમાં સમાવતો તે બોલ્યો: "શશિ! સંભાળજે. બરાબર વળગી રહેજે..." અને—"જય બજરંગ!" કરતો એ કુદયો.

આગની આંચ એને લાગી ખરી. પણ તેને ગણકાર્યા વિના એ આગળ વધતોજ ગયો.

થોડીજ વારમાં એ ઝુંપડી બહાર નીકળ્યો. એના કપડાં બળી ગયાં હતાં. મ્હોં પર દાઝયાના ડઘામ પડયા હતા. તાપથી એની શક્તિ હરાઈ ગઈ હતી.

દાંતો પીસતો એ બહાર નીકળ્યો તો સામેજ મસુદ ઉભો હતો. તરતજ એ આખી બાજી કળી ગયો.

'આઇએ સરકાર..." હાથમાંનો છરો ઝુલાવતો મસુદ બોલ્યો.

"આ કોણ? આ તો પેલીજ છોકરી! છોકરી, પ્રધાનજીએ અને હુકમ કરી તને પાછી મહેલમાં મોકલાવી હતી તે ભૂલી ગઈ? અરૅ. હા, હા. હા..."

"ખબરદાર...એઇ ભામટા! વધુ જીભ લંબાવી છે તો પુરોજ થયો સમજજે."

"હા...હં...અરે એ શાહુકાર! કેદખાનામાંથી તો ચોર બની નાઠો છે. પણ બચ્ચા, હવે તો જીવતો નહીં જવા દઉં."

"બેસ. બેસ. બચ્ચાવાળી, પેલો તારી દાદો આવે છે."

મસુદે પાછળ જોયું. ધારી ધારીને જોયું પણ કોઈજ માલમ પડયું નહિ. પાછું ફરી જુએ છે તો અનંત અલોપ!

"શા...છેતરી ગયો. પણ બચ્ચા!

એમ કહી મસુદે દોટ મુકી દૂર દૂર અનંત નદીના રેતીના પટ પર બનતી ત્વરાથી દોડી રહ્યો હતો. તેના હાથમાં શશિકલા હતી. આગની આંચથી થતી બળતરા હવે વધુ તીવ્ર બનતી જતી હતી. છતાં પણ મોતને મુઠ્ઠીમાં લઈ એ ખભા પરનો ભાર લઇ દોડયો.

શ્વાસ લેવા પણ તે થોભ્યો નહિ. અને 'જય બજરંગ'ની ફરી એકવાર ઘોષણા કરી પુરા જોરથી વ્હેતાં પાણીમાં પડતું મુકયું.

એક હાર પર શશિકલાને ચત્તી સુવાડી તેણે પાણી કાપવા માંડયું. કોઈની બુમ સંભળાઈ. "એ જાય! એ પેલો રહયો આ બાજુ."

અનંત હવે છેક થાકી ગયો હતો. શશિકલા પોતાના હાથ પર છે કે ડુબી ગઈ એનું પણ એને ભાન ન હતું.

---

## પ્રકરણ ૧૦ મું — નદી કિનારે

ભૈરવ આજે બહુજ વિચારમાં પડી ગયો હતો. આજે આખો દિવસ એને ચેન પડયું ન હતું.

જંગલનો એ રાજા હતો. જગતના રંગથી એ કંટાળી ગયો હતો. એને જુઠાં જગત પ્રત્યે અનહદ તિરસ્કાર હતો. અને તેથીજ પચ્ચીસ વરસ થયા એ જંગલમાં વસતો.

એનું જીવન અતિ ભેદી હતું. અનંત જોડે પેલી કાળી રાત્રિમાં એણે જે ચમત્કારો બતાવ્યા તેથી વાંચક વાકેફ તો છેજ, પણ માત્ર નબળાંઓને નમાવવાજ. એ એવા કફોડા સંજોગોમાં મુકાયો હતો કે એને આ વિદ્યા નિરૂપાયે સ્વીકારવી પડી હતી.

આજે એને પોતાની પાછલી જીંદગીના વિચારો આવતા હતાઃ કેવું સુખી જીવન હતું? જે દિવસોમાં પોતાનો બોલ એ કાયદો હતો. એના નામની હાક બધીજ દિશામાં વાગી હતી. અત્યારે શું હતું? એને પોતાના દિવસો છુપાઇ છુપાઇને ગાળવા પડતા હતા.

આમ વિચાર કરતો એ નદી કિનારે ઉભો રહ્યો હતો. રાતનું અંધારૂં વધતું જતું હતું. નદીનું પાણી શાંત રીતે વહી રહ્યું હતું. તમરાંનો તીણો અવાજ માત્ર આ શાંતિમાં ખલેલ પહોંચાડતો.

એટલામાં એકાએક તેને કાને પાણીનો છબછબાટ સંભળાયો અને દુરથી કોઈ તણાઇ આવતું હોય એમ તેને માલુમ પડયું.

દૂર દૂર એક ટોળુ દોડતું આવી રહ્યું હતું. તેઓ બુમ મારી રહ્યાં હતાંઃ "એ જાય! ઓ પેલાં રહ્યાં...આ રહ્યાં...આ બાજુ..."

ભૈરવ થંભ્યો. એક સફેદ આકાર તણાઇ આવતો તેણે જોયો.

હોકાર કરતું પેલું ટોળું તેની નજીક આવી પહોંચ્યું. તેઓ

આંખોજ ઉશ્કેરાઇ ગયાં હતાં. ફાવે તેમ બુમો મારતાં તે દોડી રહ્યાં હતાં.

ભૈરવે એક ત્રાડ નાંખી: "હે...રો..."

અને એ ભયંકર નિનાદ વાતાવરણમાં ગર્જી રહ્યો. જાણે ભારે મેઘ તુટી પડયા. જાણે વજ્ર સાથે વજ્ર અથડાયું.

'તું...તું...કોણ?' મસુદ આગળ આવી બોલવા જતો હતો ત્યાં આ ડોસાને જોતાંજ એની જીભ થોથવાઇ.

"હું! હું! તારો કાળ! હજી ઓળખાણ અધુરી છે?"

"કોણ છે એ વળી મગજનો ફરેલ!" ટોળામાંથી વળી એક બહાદુર કુદી નીકળ્યો.

પણ ભૈરવનું ધ્યાન તો નદીના વહેણ તરફજ હતું. તરતજ અનંતને તણાતો જોઈ તે પાણીમાં કુદી પડયો. શશિકળા જીવનની છેલ્લી પળો જાણે કે ગણી રહી હતી.

એક જુવાનની ઝડપથી એ ડોસો બન્નેને લઇને બહાર આવ્યો. અનંતનું રહ્યું સહ્યું ભાન નદી કિનારે આવતાંજ જતું રહ્યું.

આ વીર જુવાનની આવી દશાથી ભૈરવનું હૈયું હાથ ન રહ્યું. પાસેજ શશિકલા કોકડું થઈ પડી હતી. ઘડીભર એના તરફ ભૈરવની નજર ખેંચાઇ. અને તે એ સુંદરતાની મુર્તિ તરફ જોઈજ રહ્યો.

'કેવું સરસ જોડું?' તે મનમાં બબડયો.

'એઇ ડોસા! એ જુવાનને હમારા હસ્તક સોંપી દે.'

'કેમ?'

'પ્રધાનજીનો હુકમ છે.'

'પ્રધાનજીનો હુકમ? તારો પ્રધાનજી તો સત્તાના મદમાં આંધળો બન્યો છે તે ખબર છે? એના તો મોતના ડંકા વાગી રહ્યા છે ડંકા.'

'એટલે તું શું કહેવા માગે છે? પ્રધાનજીનું અપમાન કરે છે?"

'અપમાન ! હા...હા...તું જો એને અપમાન કહેતો હોય તો તારા જેવો મૂર્ખ બીજો એક નથી. કારણ કે તારા પ્રધાનજી જે રસ્તા હાલ પકડી રહ્યા છે તેની ખરી હકીકત દર્શાવવાજ મારે એમ કહેવું પડયું છે. ત્યારે તું તો એમાં અપમાન દેખી રહ્યો છે...'

'એટલે ? એટલે...' ચીઢીયાં કરતો પેલો બહાદુર બોલ્યો.

'એટલે એજ કે વિનાશ કાળે વિપરિત બુદ્ધિ.'

આ બધી વાટાઘાટ દરમ્યાન અનંત હોશમાં આવી ગયો.

'અનંતીયા...'

'મ્હોં સંભાળીને બોલ, પીંજારડા !...'

'હા...હા...એઇ...ન બાપા ! ગામમાં ઘર નહિ......'

અનંત આવું અપમાન સાંખી રહે તો પોતાની જુવાની લાજે એવા વિચારથી તેનો પિત્તો ઉછળ્યો અને તે તલવાર લઇ મેદાનમાં કુદી પડ્યો.

ખણુખણુ...કરતી એકસામટી બધી તલવારો ખેંચાઇ અને અનંતને ઠેકાણે પાડવા આવેલા એ બહાદુરો પણ અનંતી સાથે લડવા તત્પર બની ગયા.

'અનંત !'—ભૈરવ બોલ્યો. 'એવી બધી તસ્દી લેવાની કંઇજ જરૂર નથી.'

એમ કહી ભૈરવે ખીસ્સામાંથી સીસમની એક કાળી લાકડી ખેંચી કાઢી તેને બે ચાર વખત હવામાં વીંઝી.

બધાજ સિપાઇઓ અક્કડ બની ગયા. તેઓના હાથમાંની તલવાર જેમ પકડી હતી તેમ સ્થિર થઇ ગઈ. બધાની આંખો તદ્દન તેજ વગરની બની ગઇ જાણે જીવતાં હાડપિંજર કોઇ સંગ્રહસ્થાનમાં ગોઠવ્યાં હોય તેવા તેઓ થઇ ગયા હતા.

ખરેખર! તેઓની બધીજ શક્તિ આ ભયંકર ડોસાએ હરી લીધી હતી. અત્યારે તો તેઓ ભાન વિનાના બની ગયા હતા.

"બાબા..." અનંત જેમ તેમ બોલ્યો. તેની નજર આગળ પેલી કાળીરાત્રી ખડી થઇ ગઇ.

'અનંત! બેટા! હજી તારી બીક ન ગઇ?'

'ક્યાંથી જાય, બાબા. ગમે તેવા કઠણ કાળજાના માણસોને પણ પાણી પીતા કરી દે એવા આ દેખાવ જોઇ મારૂં મગજ બહેર મારી જાય છે'

'અનંત તું બહાદુર તો ખરો પણ તારા જેવા સમોવડીઆ બહાદુરની બહાદુરીથી અંજાઇ જાય એટલો તું કાચો છે.'

'જરૂર. પણ એને માટે ઉપાય નથી.' અનંત બોલ્યો.

'એનો ઉપાય એકજ છે. મનુષ્યને બહાદુર બનવું હોય તો ભીરૂતા માત્રનો નાશ કરવો. ભય મનુષ્યનો શત્રુ છે, એજ એને જીંદગીની કેટલીય અણમોલ પળોમાં પાછો પાડે છે. તું ગમે તેવો બહાદુર હશે પણ તારામાં સામાની તેજસ્વિતાથી અંજાઇ જવાની ભીરૂતા છે."

"હાં...પણ હવે આ લોકોને છુટા કરવા જોઈએ." એમ કહી ભૈરવે ચકમકથી દેવતા પાડ્યો.

ફરી પેલી કાળીચૌદશના રાતવાળી ક્રિયાઓ શરૂ થશે.

અગ્નિ સળગતાંજ ડોસાએ ગજવામાંથી ચાંદીની ડબ્બી કાઢી અને તેમાંથી થોડી ભુકી લઈ અગ્નિમાં હોમવા માંડી. અનંતે જોયું તો એ ભૂકી સોનાની રજકણો જેવી જણાતી હતી. પારા જેવી અસ્થિર છતાં તે પારો નહતોજ.

અગ્નિમાં ભુકી પડતાંજ એક જબરદસ્ત કડાકો થયો, અને તરતજ એક ખોપરી હવામાં અદ્ધર તરતી આવતી જણાઈ.

"અનંત! ભૂતીયા મ્હેલની ખરી ખોપરી આ રહી." "હું!"

"હા. હા." હવામાંથી અવાજ આવ્યો.

પછી ભૈરવે પેલી સીસમની લાકડી વતી કૈં સંકેટ કર્યો. એટલે ખોપરી પેલા અક્કડ બનેલા સીપાઇઓની ચોપાસ ઘૂમવા લાગી.

જેમ જેમ એ તેઓની આજુબાજુ ફરતી તેમ તેમ જાણે શયતાનનું ચક્ર ફરી રહ્યું હોય એવો ઘોર અવાજ તેમાંથી ઉત્પન્ન થતો.

આમ સાત ફેરા તે ખોપરી ફરી. અને પાછી ભૈરવની સામે પાંચ ફીટની ઉંચાઈએ હવામાં અદ્ધર સ્થિર થઈ ગઈ.

વળી ભૈરવે પેલી લાકડી વતી બીજો સાંકેતિક ઈશારો કર્યો.

તરતજ ખોપરી ગાંડી બની ઉંચી નીચી થવા લાગી. એક સામટા હજારો ઘંટ વાગી રહ્યા હોય તેવા ભયંકર અવાજો થયા.

થોડી ભુકી બળતામાં હોમી અને મ્હોંમાંથી ગણગણાટ શરૂ કર્યો.

હવે ખોપરી સીધી પેલા બહાદુરો (?) ની નજીક જઈ પહોંચી અને પેલા આગળ ધસી આવેલા બહાદુરના માથા પર બેસી ગઈ.

પેલો તો જાણે લાંબી ઉંઘમાંથી ઉઠયો હોય તેમ ઝબકયો.

આમ એક પછી એક સિપાઈઓના માથાં પર તે ખોપરી બેસતી અને પેલા આજુબાજુ જોયા વગરજ નાસી જતા.

થોડીવારમાં કિનારો પાછો ઉજ્જડ બની ગયો નદીનું પાણી શાંત રીતે વહી જતું હતું. પવનના સુસવાટા પણ મંદ પડયા હતા.

ફરી એક કડાકો થયો. ખરરર...ખટટટ...ખટટટ...અવાજ કરતી પેલી ખોપરી ક્યાંય હવામાં અદ્રશ્ય થઈ ગઇ.

તેની પાછળ મીટ માંડતો અનંત પાછું વળીને જુએ છે તો ભૈરવ પણ અલોપ થઈ ગયો હતો!

એ ભેદી ડોસાનો વિચાર કરતો અનંત નદીને કિનારે બેઠો.

---

## પ્રકરણ ૧૧ મું    શશિકલાની શોધમાં

અનંતની વિચારમાળા વધતી જતી હતી. તેના મગજમાં આજે પેલા સિપાઇના શબ્દો ઘુમી રહ્યા હતા, પોતે કોણ હતો ? પોતે ક્યાંથી આવ્યો હતો ? ખરેખર ! આ બધા સવાલોનો જવાબ નકારમાંજ આવે એમ હતો. પોતે એમાંનું કશુંજ જાણતો ન હતો.

આ ભૈરવ કોણ હતો ? શું એને કંઇ પુછ્યું હોય તો તે ખુલાસો કરે ખરો ? કોણ જાણે...

" શું આ દુનિઆમાં મારૂં કોઇજ નહિ ! "

" છે...છે...નહિ કેમ ? છે... " ધુનમાં ને ધુનમાં તે વિચારના આવેશમાં મોટેથી બોલી ઉઠયો. પણ તરતજ તેને ભાન આવ્યું.

" કોઇ નહિ કેમ ? છે...એક...જણ તો આ જગતમાં મારી ફીકર ધરાવનાર છેજ. શશિકલા...હા...શશિકલા ! "

કેવો નઠોર !

પણ તેનો ય એમાં કયાં વાંક હતો ?

તે દોડયો. ગાંડાની માફક દોડયો અને કિનારે કિનારે ભમી વળ્યો.

તેના ચિત્તમાં ખળભળાટ જાગ્યો જીવનનો ઉત્સાહ ઓસરી ગયો. નિરાશાનાં પુર દિલના સરોવરિયામાં પૂર જોરથી વહી રહ્યાં.

કયાંય સુધી અનંત આમ વિચારમાં બેસી રહ્યો પણ એમ વિચાર કર્યે કંઇ કામ પાર પડવાનું હતું ?

ફરી એકવાર તેની જુવાની ઉછળી આવી અને એ સાહસશેલ યુવાન શશિકલાને શોધી લાવવા તત્પર બની ગયો.

આખરે તે થાકયો. તેને ભુખ પણ કકડાવીને લાગી હતી એટલે બીજાં કશાની ખાતર તો નહિ તો પેટની વેઠ ઉતારવા તેણે નુતનપુરનો રસ્તો પકડવા નિશ્ચય કર્યો.

પણ ત્યાં તેને કોણ ઉભો રાખે એમ હતું? ખુદ મહારાજા જયસીંહ પણ તેની પર ખફા થયેલા હતા.

બિચારો જુવાન! આજે ફરી ફરીને પેલા સિપાઇના શબ્દો તેના કાનમાં ગર્જવા લાગ્યા. ન બાપો! ગામમાં ઘર વિનાનો!

તેને પોતાની જીંદગી પર ફરીને એકવાર અતિ કંટાળો આવી ગયો. અને તે નદીમાં પડવા તૈયાર થઇ ગયો.

પણ પણ બીજીજ પળે તેને શશિકલા સાંભરી! ખરેખર! જો શશિકલા એના જીવનની વચ્ચે ન હોત તો એ કયારનો સરિતાના શાંત ખોળે આરામ લેતો હોત!

એજ પળે ભૈરવ આવી પહોંચ્યો તેના હાથમાં તમામ ભોજન સામગ્રી હતી. આવતાં વેંતજ તે બોલ્યો કેમ અલ્યા! ખાવું નથી?

પણ તેને તો પોતાની જીંદગીમાં શશિકલા સિવાય બીજાની જરૂરજ કયાં હતી? "ભૈરવદાદા શશિકળા કયાં?"

"અરે, તું પહેલાં ખાઇ તો લે પછી બીજી વાત."

"ના મને શશિકળા વગર એક દાણો પણ ગળે ન ઉતરે માટે કહો. કહો. તે કયાં ગઇ?

'તે જ્યાં છે ત્યાં સુરક્ષિત છે, ચિંતા કરીશ નહિ. મારા બોલ ઉપર વિશ્વાસ રાખ. અને હવે તારી બીજી કોઇ પણ વાત હું સાંભળીશ નહિ માટે તું અત્ય ઘડી આ ભોજન કરી લે."

આખરે નિરૂપાયે અનંત ભોજન આરોગવા તૈયાર થયો.

ભોજન પુરૂં થયે તે અત્યાર સુધી મુંગા મુંગા આંસુ મારી રહેલા ભૈરવ કને આવી ઉભો.

'દાદા, આ દુનિયામાં મારૂં કોઇજ નથી ?' નાદાન છોકરાની પેઠે ગળગળે સાદે તે પુછવા લાગ્યો.

'કોઇ નહી કેમ, શશિકળા છે ને !'

'હા. તે તો છેજ પણ...'

'બીજો હું.'

'ત્યારે મારા પિતા–માતા ?'

'શું ?' વિચારમાંથી ઝબકેલો ભૈરવ બોલ્યો. અનંતને લાગ્યું કે ભૈરવને આ સવાલ ગમ્યો નહિ તો પણ તેને ઉંડે ઉંડે ખાતરી હતી કે ભૈરવ સિવાય પોતાનો ભૂતકાળ બીજું કોઇ જાણતું હોય તેવું આ દુનિયામાં છેજ નહિ.

"દાદા, મારી એટલીજ માંગણી..."

પણ ભૈરવ ક્યાં હતો ? અનંતે જોયું તો એ ડોસો ત્યાંથી ગેબ થઇ ગયો હતો ! એને લાગ્યું કે સર્વ જાણતો હોવા છતાં પોતાનાથી ઇરાદાપૂર્વક એ ડોસો બધું છુપાવતો હતો.

'હશે વખત આવ્યે વાત. હાલ તો શશિકળાની શોધમાં જવું એજ એક માર્ગ છે.' એમ મનમાં બબડી તે નુતનપુર તરફ પોતાના ધીરાં પગલાં ઉપાડવા લાગ્યો.

વિચારમાં ને વિચારમાં અનંત આગળ ધપી રહ્યો.

આમ વિચારમાં ને વિચારમાં પોતે રસ્તો ભૂલી ગયો છે એનું પણ એને ભાન ન હતું.

તે બેબાકળો બની આજુબાજુ જોવા લાગ્યો. વચ્ચે આખી રાત રહી હતી અને એક રાત આવા એકાંત સ્થળે ગાળવી પણ ક્યાં ?

વળી તે આગળ વધ્યો અને દુર દુર કાંઇ ઝાંખો દીવો બળી રહેલો હોય એવું તેને લાગ્યું. ડુબતો માણુસ તણખલાંને પણ વળગવા તૈયાર થાય એ ન્યાયે અનંતે પણ એ દિશા તરફ ચાલવા માંડયું.

રાતનું અંધારૂં વધતુંજ જતું હતું અને તેની સાથે અનંત પણ સંકલ્પ વિકલ્પોમાં વધુ ને વધુ ગુંચવાતો જતો હતો.

તે હવે દીવાની દિશા તરફ છેક નજીક આવી લાગ્યો હતો. તેણે જોયું તો એક નાની છાપરીમાંથી પ્રકાશ આવતો હતો.

'કોઇ છે કે અંદર?' તેણે આંગણા આગળ જઇ બૂમ મારી.

'કોણ ભાઇ?...' છાપરીમાંથી કોઇ વૃદ્ધ માણસનો અવાજ આવ્યો. 'અંદર આવો.'

અને વધુ પૂછવાની રાહ જોયા વિના સિધ્ધોજ અનંત છાપરીમાં પેસી ગયો. અંદર જતાંજ તેણે એક વૃદ્ધને ખાટલે બેઠેલો જોયો.

વૃદ્ધને જોતાંજ અનંત ચમકયો: 'કોણ, કલ્યાણ કાકા?'

'હા હા. કોણ અનંત?'

"કાકા, તમે અહીં કયાંથી?"

'ભાઇ, જયસિંહ મહારાજની ચાકરીમાં તને રખાવ્યા પછી મને તો જીવવું પણ અળખામણું લાગ્યું.

'કાકા, અહીં કેટલો વખત થયો?"

'ભૈરવ તને નુતનપુર લઇ ગયો અને પંદર દહાડામાંજ અહીં ધામા નાંખ્યા. ભૂખ્યો થયો હઇશને બાપુ, ખાવાનું લાવું?'

'ના. અત્યારેજ ભૈરવદાદાએ પેટની વેઠ તો ઉતરાવી છે.'

'સમાચાર તો ભૈરવ તરફથી અવારનવાર મળ્યાજ કરે છે. તું તો જેલમાં પણ સડી આવ્યોને બેટા?'

અનંત જવાબ આપે તે પહેલાંજ બહાર ઘોડાની હણહણાટી સંભળાઈ. એટલે તેના કાન તે તરફ દોરાયા.

'કોણ લાલીઓ? કાકા, એ અહીં ક્યાંથી?'

'અરે ભાઈ, જાનવર તો માણસ કરતાં લાખ દરજ્જે ચઢે. જ્યારથી એ એકલો મારી છાપરીએ આવી ચઢ્યો ત્યારથી મને તારી જીંદગી જોખમમાં લાગેલી. પણ ભૈરવ તારા પક્ષમાં એટલે જીવને નિરાંત. બાકી અમારા ઘરડાંના મન તો બાપુ તું જાણે છે ને?...'

પણ અનંત તો એ ડોસાને પડતો મેલી ક્યારનો લાલીઆ પાસે પહોંચી ગયો હતો, એટલે કલ્યાણ પણ તેની પાછળ વાતો કરતો ચાલ્યો.

"કાકા, બહુ સૂકાઈ ગયો, નહિ?' ગમાણ પાસે આવી લાલીઆની પીઠ થાબડતો અનંત બોલ્યો.

'તારા વગર એને ક્યાંથી ખાવાનું ભાવે, બાપુ?' સ્હેજ ફીકું હસતા કલ્યાણ બોલ્યો.

'કાકા, ભુતીઆ વડ પાસેથી એ મારાથી છુટો પડેલો, કેમ, લાલીઆ?' પોતાના ધણીને આવેલો જોઈ આનંદથી નાચી રહેલા એ વફાદાર પ્રાણી તરફ વ્હાલથી જોતાં અનંત બોલ્યો.

તું તો એને વિસરી ગયો પણ તને તો આવતાં વેંતજ એણે બોલાવ્યો. કેવો ડાહ્યો!'

'પણ કાકા, ત્યાર પછી તો એવા સંજોગોજ આવી ગયા કે લાલીઓ તો શું પણ ખુદ તમે પણ યાદ રહ્યા નહિ.'

'ક્યાંથી યાદ રહે? શશિકલા—'

અનંત ચમક્યો. પોતાની સર્વ વાતો આ ડોસો રજેરજ જાણતો હતો! ભૈરવદાદાનાં એ કારસ્તાન. તેણેજ એ બધી વાત કહી હશે!'

'હા. હા. ચાલ હવે જરા નિરાંતે આરામ લે ને પાણી પી.'

પાછા તેઓ છાપરીમાં પેઠા અને પેલા ખાટલા પર બેઠા. કલ્યાણે આણી આપેલું પાણી અનંતે પીધું.

નાનપણથી ઉછેરનાર કલ્યાણ ડોસો! કેટલા કપરા સંજોગો વીતાવી એ તેને મળવા પામ્યો હતો? અને પોતાના સાહસોનું બયાન આપી એ પોતાનો હૈયાભાર ઉતારવા તલપાપડ બની ગયો

ફરી તેને પાછો પેલો પ્રશ્ન યાદ આવ્યો. પોતાનો પિતા કોણ?

હા. આજ ભૈરવ સિવાય બીજો એક ડોસો હતો જે એને સર્વ હકીકત પુરી પાડી શકે એમ હતો એજ એ ડોસો જેના ખોળામાં એ નાનપણથી ખેલી આટલી ઉંમરે પહોંચ્યો હતો, એજ એ ડોસો જેને પ્રતાપે એ પટાબાજી, ઘોડેસ્વારી અને એક સૈનિકને છાજે એવી સર્વ તાલીમ પામ્યો હતો. એજ એ ડોસો જેની શીતળ છાંયડીમાં એણે પોતાનું બાળપણ વિતાવ્યું હતું.

આજે એની નજર સામે એ બધો ચિતાર ખડો થયો. ઘડીભર તો એ એને રસપૂર્વક નિહાળીજ રહ્યો.

'કેમ ભાઇ, શું વિચારમાં?' આખરેય કલ્યાણની ધીરજ હાથ ન રહી એટલે એણે પુછી નાંખ્યું.

'વિચાર! કાકા...શું હું નબાપો-નમાયો છું?' જેમ તેમ અનંત બોલ્યો.

'ભાઇ, તારા પિતા-માતા કોણ તે તો મનેય ખબર નથી...'

'તમને પણ ખબર નથી? કાકા, તમારા હાથ નીચે ઉછરીને હું મોટો થયો, આટલે દરજ્જે પહોંચ્યો, અને તમે કહો છો મને ખબર નથી? કાકા, એક હલકા પિંજરડાના શબ્દો જ્યારથી મેં સાંભળ્યા છે ત્યારથી મારું હૈયું હાથ નથી રહેતું. મારા રોમેરોમમાં

અંગાર બળે છે. કાકા, કહો, કહો, મારા પિતા કોણ ?'

કલ્યાણે એક નિઃશ્વાસ નાંખ્યો. તેની આંખમાં આછાં ઝળઝળીયાં આવી ગયાં. તેને ગળે ડુમો ભરાયો.

'ભાઈ! મારા હાથમાં ને હાથમાં તને ઉછેર્યો છે એટલે તું તો મારા પુત્ર સમાનજ છે. છતાં પણ હું કહી શકતો નથી કે તું કોનો પુત્ર, ક્યાંથી આવ્યો...તારૂં વતન ક્યાં ?"

અનંત એકી ટસે જોઇજ રહ્યો તેને વિચાર આવ્યો : શું આ ડોસો જુઠું તો ન બોલતો હોય ? પણ એ બનેજ કેમ ? જુઠું બોલવાનું એને પ્રયોજનજ શું હતું ?

આમ વિચારોની પરંપરામાં એ ભાન ભૂલો બની ગયો. કલ્યાણ પણ એની આ સ્થિતિ જોઇ સ્તબ્ધ બની ગયો હતો.

"અનંત ભાઇ ! તું એક વરસ દિવસનો હતો ત્યારે ભૈરવ તને મારી કને લાવ્યો હતો."

"ભૈરવદાદા ?"

"હા...હા...એજ. એ મારો બાળપણનો દોસ્ત. એનો ભુતકાળ તો બહુ સુખી દિવસોથી ભરેલો છે. પણ એણે મારી કને સોગંદ લેવરાવ્યા છે કે તને મારો ભુતકાળ તથા તારા વિષેની કોઇ પણ માહીતી આપવી નહિ." "કેમ ?"

"તેણે ફકત એટલુંજ કહ્યું છે કે એમાંજ તારૂં શ્રેય છે."

"ત્યારે શું હું એ કદી પણ જાણવા પામીશજ નહિ ?"

"ના. એણે કહ્યું છે વખત આવ્યે એ બધું જણાશે."

"હું !" અનંત આતુરતા ભર્યો ઉદ્દગાર બોલી ઉઠયો.

---

# પ્રકરણ બારમું ભુતકાળ! ભુતકાળ!

જુવાન દિલ જ્યારે એક વસ્તુથી ગુંચવાય છે ત્યારે એનો નિવેડો કેમ લાવવો તેનાજ વિચારમાં એ મશ્ગુલ રહે છે. અનંત પણ પોતાનો ભુતકાળ જાણવા તલપાપડ બની ગયો હતો. ગમે તે પ્રકારે એનો પત્તો મેળવવો એ હવે તેનું જીવનનું ધ્યેય બની ગયું.

તેણે કલ્યાણ કનેથી જાણી લીધું હતું કે છેલ્લા પાંચ વરસથી ભૈરવના કહેવાથીજ એ નુતનપુરમાં સૈનિક તરીકે જોડાયો હતો. કલ્યાણે એને સૈનિક તરીકેની સર્વ સંપૂર્ણ તાલીમ આપી હતી એટલે થોડાજ દિવસોમાં એ રાજા જયસિંહનો માનીતો થઇ પડયો હતો.

પોતાના પહેલાં પરાક્રમ રૂપે એણે બહારવટિયા જયમલને કેદ કર્યો હતો. અલબત્ત, આમાં પણ એને ભૈરવની મદદ તો હતીજ, પણ એમ વાડ વિના વેલો કયાં ચઢે છે?

એ પછી તો ઉત્તરોત્તર રાજા જયસિંહનો માનીતોજ થતો ચાલ્યો હતો. એ વખતે એને કોલમ્બો હીરો મેળવવો એ તદ્દન સહેલ વાત હતી.

પણ એમ કંઇ મનુષ્યનું ધાર્યું ઓછુંજ થાય છે? પોતે વિજયને હાથ વેંતમાંજ જોતો હતો ત્યાં કપિલાની આડ વચ્ચે નડી. એણે એના ઉપર બળાત્કારનો જુઠો આરોપ મુકયો અને ત્યારથી પોતાની પડતી દશા શરૂ થઇ.

આ બધુંય એ આ નવી આવી પડેલી વસ્તુસ્થિતિ આગળ વિસરી ગયો. એના કાનમાં તો એકજ વસ્તુ ગાજી રહી હતીઃ ભુતકાળ! ભુતકાળ! ભુતકાળ!

ત્યાં પાછી તેને શશિકળા યાદ આવી. એ કેટલો બધો નિષ્ઠુર હતો કે જેને લીધે પોતે નવી જીંદગી જીવી રહ્યો હતો તેને પણ ભુલી ગયો !

તે હવે એકદમ દ્રઢ નિશ્ચયનો બની ગયો. મુઠ્ઠીવાળી દાંત પીસી તે ખડો થઇ ગયો અને સાતમા આસમાનનીય પેલી પારથી શશિકળાને શોધી લાવવા તત્પર થયો.

તરતજ તેને લાલીઓ સાંભળ્યો. સાથે સાથે ભૂતિયા મહેલની યાદ આવી ગઇ. અને તેજ પળે પેલી ભેદી ખોપરી કનેથી પોતાનું ધારેલું કામ પાર પડશે કે કેમ તે પુછી લેવાનો નિશ્ચય કર્યો.

અને તેણે એ સર્પનો પત્તો મેળવવા નુતનપુર તરફ પગલાં ઉપાડ્યાં.

આ બાજુ નુતનપુરની રાજ્ય પ્રપંચની જાળ વધુ ગુંચવાતી જતી હતી. પેલાં બે કાળમુખા રાજા જયસિંહનો હવે છેવટનો ઘડો લાડવો કરવા તૈયાર થઇ ગયાં હતાં.

પણ વચ્ચે ભૈરવની આડખીલી નડતી હતી. કપિલાને તો ફક્ત એકજ વખત એનો પરિચય થયો હતો. પણ એ એકજ વખતમાં તો એને સાત સાત જુગની ઓળખાણ જાણે કે થઇ ગઇ હતી ! તે કાળમુખી પણ અણીને અવસરે આખરનો ખેલ ખેલી લેતાં આ ભયંકર ડોસાથી બ્હીતી થઇ ગઇ હતી.

તેના પ્રત્યક્ષ પરિચયનો શોખ હવે ક્યારનોય પુરો થઇ ગયો હતો છતાં દુષ્ટ આત્માઓ એમ એકદમ હારી જતા નથી. ઉલ્ટું કપિલાએ તો હવે એ ડોસા સામે કેડ કસીને કામ લેવું એવો નિર્ણય કરી નાંખ્યો હતો.

દુષ્ટ પ્રધાનની સંગતીથી હવે એ શરાબમાં ચકચૂર બની હતી.

બિચારો વૃદ્ધ જયસિંહ તો પોતાની એકની એક દીકરીના થયેલા અપહરણથી એટલો તો દુઃખી બની ગયો હતો કે હવે પોતાના છેલ્લા દિવસો એ માંદગીના બિછાનેજ ગાળતો હતો.

આજે કપિલા અને પ્રમાદધન પાછાં ભૂતીયા મહેલના પેલા કાજળીયા ઓરડામાં એકઠાં થયાં હતાં.

"પ્રમાદ! ત્યારે હવે શો વિચાર કર્યો? રાજા જયસિંહ હવે નૂતનપુરના સિંહાસનને લાયક રહ્યા નથી."

"કપિલા! આજે મારો આખો દિવસ એજ વિચારમાં ગયો છે. ચાલ આજે ભૂતીયા મહેલની સર્વ કરામત તને બતાવું."

"હા. ચાલો. આજે પેલી ખોપરીના બધા ભેદ પણ જાણીએ."

આમ વાતો કરતાં બન્ને એક ચોગાનમાં આવ્યાં ત્યાં ડાબી તરફ એક પત્થરની પુતળી ઉભી હતી. તેના પગ પાસે ડાચું વકાસીને ઉભેલો એક સિંહનો આકાર હતો તેની પાસે જઈને પ્રમાદધને તેના માથા પરની કળ દબાવી.

ફડ...ફડ...ફડાક કરતાં એ સિંહ નીચેના બે પત્થર આજુબાજુ સરકી ગયા.

એ બે પત્થર વચ્ચેની બખોલમાં એક પત્થરનો દાદર દેખાયો. બંને જણ એક પછી એક એમ પગથીયાં ઉતરવા લાગ્યાં.

પ્રથમ તો પંદરેક પગથીયાં તેઓ ઉતર્યાં ત્યાં સુધી તો ભોંયરામાં અંધકારજ જણાતો હતો. પણ લગભગ પચાસ પગથીયાં ઉતર્યાં કે અંદરથી ખળખળ વહેતાં પાણીનો અવાજ આવ્યો.

"પ્રમાદ! આ શું? આ શેનો અવાજ?"

"એ કાલિંદી નદીનો અવાજ."

"પણ એ અહીં ક્યાંથી ?"

"કેમ, એટલી પણ ખબર નથી ? આ જુતીયો મહેલ એને કિનારેજ આવ્યો ને અં ચાલો આ તરફ." એમ કહી તેઓ ડાબી બાજુના એક ઓરડામાં આવ્યાં.

આ ઓરડામાં આવતાંજ તેઓની સામે એક મોટો અરીસો દેખાયો. એ અરીસાની બરાબર એક ફુવારો આવી રહ્યો હતો. એ ફુવારાની પાસેના હોજમાં લાલપીળી માછલીઓ કુદકા મારતી નાચી રહેતી તો કોઇક વેળા ડુબકી મારતી આનંદથી ઉપરતળે આવ જા કરી રહી હતી.

"આ નુતનપુરના રાજાઓનું રંગભુવન" પ્રમાદધન બોલ્યો. "અહીં રાજાઓ ધારે તેવો આનંદ કે ભોગવિલાસ ભોગવી શકે."

અને ખરેખર ! એ રંગભુવનનો ઠઠેરો જબરો હતો. અંદર બધીય જાતના ભોગવિલાસની સામગ્રી ભરી હતી. કિંમતી ગાલીચા, એશઆરામથી વખત ગાળી શકાય તે માટે ફરફર ઉડતો ફુવારો, ભીંત ઉપર આંખને ગમે એવાં ચિત્રો, જાતજાતના અરીસા, વિગેરે સર્વે ત્યાં મોજુદ હતું.

અંદર આવતાંજ પ્રમાદધન પેલા અરીસા કને ગયો, અને તેની ફ્રેમ નીચેની ચાંપ દબાવી તરતજ એ ફ્રેમના બે ભાગ પડી ગયા. અને વચ્ચેથી એક નાનકડી પેટી નીકળી આવી.

એ પેટી હાથમાં લઇ પ્રમાદધન કપિલા તરફ જોઇ હસવા લાગ્યો. "અં. જુઓ મહારાણી, તમે તમારે લાયક પદે જ્યારે આવશો ત્યારે આના માલીક બનશો.

કપિલા આતુર બની પ્રમાદધન નજીક આવી. "શું છે ? આમ

મહારાણી બન્યા પહેલાં મહારાણી મહારાણી કર્યા કરો છો તે મહારાણી ન બની ત્યારેજ તમારી વાત."

"અરે, એમ રીસાઇ શું જાય છે? લે, જો"

એમ કહી પેટી ખોલી અંદરનો હીરો પ્રમાદધને કપિલાના હાથમાં મૂકયો.

"આ શું? આ તો કોલંબો હીરો?"

"હા, હા. એજ એ કોલંબો હીરો."

"ત્યારે એ શું તમારી પાસેજ છે?"

"હા. એવો અમુલો હીરો જેની પાસે ન હોય તેના જેવો બીજો કમભાગી કોણ?"

"એમ. વાહરે મારા ભાગ્યશાળી પ્રધાન! તમે તો ચોરના ભાઇ ઘંટી ચોર લાગો છો." લાડ કરતી કપિલા બોલી.

"એ બધું તારે ખાતર, કપિલા!" આંખો નચાવતો પ્રમાદધન બોલ્યો.

"હં, પણ રાજા જયસિંહને આજ રંગભુવનમાં દાખલ કરવાના કે?"

"હા અહીંજ તો એનું કાટલું કરવાનું છે."

"પણ અહીં તે આવશે ખરા?" સહેજ શંકા દર્શાવતી કપિલા બોલી.

"અરે! કપિલાના કહે જ્યારે એ રાજાજી શિકાર ન બને તો તો થઇજ રહ્યું. એને માટે એક ખુલ્લો રસ્તો પણ છે."

"શું?" એકદમ આતુર બની કપિલા બોલી.

"તારે રાજાજી કને એક હઠ લેવાની છે. હઠ લેવાની...સમજી?"

"હાં. હાં. આગળ ચલાવો. પછી?"

"તારે એક જીદ લેવાની કે દર વરસે વસંતોત્સવ કરવા આપણા

આપદાદાઓ રંગભુવનમાં પોતાનો વખત ગાળે છે. તો આપણે પણ ચાલો વસંતોત્સવ ઉજવીએ."

"હા. બરાબર ત્યારે તો એ અવસર ઠીક મળી જશે. પણ ખુનનો આરોપ કબૂલવા કોણ તૈયાર થશે.?"

"અરે તું તો ઘઉં ખેતમેં, દિકરો પેટમેં ને વસંત પંચમીના લગ્ન! એવી વાતો કરી રહી છે. એ તો સૌ આપ મેળે પતી જશે. પહેલાં જે કરવાનું છે તે તો કરી નાંખ."

"વારૂ. ત્યારે આજે આ પાર કે પેલે પાર કરી નાંખીએ. જે થાય તે ખરૂં."

આમ આખરી નિર્ણય કરી એ બંને નિરપિશાચો પોતાની શેત્રંજબાજીને કેમ પાથરવી તેનો વિચાર કરતાં કેટલોક વખત બેસી રહ્યાં. બન્નેના મ્હોં પર શયતાનના દિલ જેવા શિહા ઓછાયા પથરાઇ ગયા. બન્ને શુદ્ધિ બુદ્ધિ ગુમાવી બેઠાં.

---

## પ્રકરણ ૧૩ મું   ખુની અનંત!

અનંત હવે અધીરો બની ગયો હતો એટલે તેણે ગમે તે ઉપાયે ભૈરવને મળી લેવાનો નિશ્ચય કરી નાંખ્યો એટલામાં અકસ્માતજ ભૈરવ તેને મળી ગયો. તેણે તેને ભુતીયા મહેલમાં દાખલ કરવાનું વચન આપ્યું.

અનંતને આજે સમજણ પડી નહિ કે આજે ભૈરવ કહેતાંની સાથેજ કેમ ભુતીયા મહેલમાં દાખલ કરવાનું કબૂલ થઇ ગયો હતો!

પણ એ ડોસો ખરેખર! અદ્દભુત હતો. એટલે અનંતે એ બાબામાં ઉંડા ઉતારવાનું દુરસ્ત ધાર્યું નહિ.

તેને તો પોતાનું કામ કેમ જલ્દી પાર પડે તેનીજ લગની લાગી હતી

આખરે એ ભૈરવની મદદથી ભુતિયા મહેલમાં દાખલ થઈ ગયો ત્યાં પેલી ખોપરી કયાં જઈને મેળવવી ? એ એક વિકટ પ્રશ્ન હતો.

ભૈરવને એણે બહુજ ઉથલાવીને એ બાબત જાણવા માંગી હતી પણ તેને એમાં નિષ્ફળતાજ મળી. તેણે તો એને એકજ જવાબ આપ્યા કર્યો કે "એ બધું તું તારી મેળેજ જાણી લેશે."

---

**( આ ખોપરીનો ભેદ જાણવા માટે જરૂર વાંચો**
**ખવીશની ખોપરી )**

---

"શું કપાળ જાણી લેશે ? આ ડોસલો જેટલો સારો છે તેટલોજ વિચિત્ર છે." આમ બબડતો ફફડતો અનંત પેલા ભુતીયા મહેલના ચોગાનમાં ભમી રહ્યો હતો.

ત્યારબાદ કંઇ આપોઆપ તેના મગજમાં સ્ફુર્તિ ઉભરાવા લાગી. તેના અંગે અંગમાં નવું ચેતન રેડાવા લાગ્યું અને આપ બુધ્ધિથીજ તેણે પેલા રંગભુવન તરફનો રસ્તો પકડયો.

કપિલા અને પ્રમાદધને જે યુકિતથી રંગભુવનનો પત્તો મેળવ્યો હતો તેજ યુકિતથી અનંત પણ એ ભુવનનો રસ્તો જાણવા પામ્યો હતો.

તે એકદમ ઉતાવળે પગલે પગથીયાં ઉતરી રંગભુવન તરફ ચાલવા લાગ્યો.

એટલામાંજ તેને કાને એક તીણી ચીસ અથડાઇ. અને તે તરતજ એ ચીસ આવતી હતી તે દિશા તરફ દોડયો.

રંગભુવનમાં આવીને જોતાંજ તેણે જોયું તો રાજા જયસિંહ લોહીના ખાબોચીયામાં આળોટતા પડયા હતા. તેની છાતીમાં એક ખંજર આરપાર ઉતરી ગયું હતું.

અનંત તરતજ મહારાજાની કને જઈ પહોંચ્યો અને પેલું ખંજર બહાર ખેંચી કાઢ્યું.

ખુન! ખુન! દોડો! દોડો! પાછળથી કોઈએ ભયભરી બૂમો મારી.

અનંતે પાછું ફરીને જોયું તો પાછળ કપિલા હાંફતી ઉભી હતી.

"હેં! કોણે ખુન કર્યું? મહારાણી?" અનંત બોલી ઉઠ્યો.

"એો...એો...હાથમાં ખંજર લઈને બેઠો છે ને પાછો પુછે છે કે ખુન કોણે કર્યું? હરામખોર? હું એોળખું છું તને! તેંજ ખુન કર્યું છે. એો...મારા હૃદયનાથ."

એમ કહી કપિલાએ ભારે ધમસાણ મચાવી મૂક્યું. આજુબાજુથી સિપાઈએો દોડી આવ્યા. પ્રમાદધન પણ અચાનક ક્યાંકથી ફુટી નીકળ્યો.

"પ્રધાનજી! પ્રધાનજી! જુએો...આ રહ્યો ખુની! એજ... એજ...એના હાથમાં એ રહ્યું ખંજર..." જુઠાં આંસુ સારતી કપિલા બોલી.

"સિપાઈએો એને કેદ કરી લ્યો." લાલઘુમ આંખો કરતો પ્રમાદધન બોલ્યો.

તરતજ અનંતને ગિરફતાર કરવામાં આવ્યો. આ બધુ વીતક વીતતાં અનંતની બધી હોંશ મારી ગઈ. તેની સામે ફાંસીની દોરી લટકી રહી. તે કાયદાની પૂરેપૂરી ચુંગાલમાં આવી ગયો. તેનું મોતનું ચક્ર હવે પૂરેપૂરી ગતીમાં ભ્રમણ કરી રહ્યું હતું.

એક કારમો નિસાસો નાંખી તેણે મોતની નજીક પગલાં ભરવાં માંડયાં.

હવે તેની ખાત્રી થઈ ચૂકી હતી કે તેના જીવનના નાટકનો આ છેલ્લો અંક હતો. કશુંય બોલ્યા વગર તે સિપાઈએોના કબજામાં જઈ પહોંચ્યો.

## પ્રકરણ ૧૪ મું ભૈરવ કોણ?

અનંતને આજે ફાંસી દેવાવાની હતી. નુતનપુરના રાજ્યના છેલ્લા દિવસો બહુજ કફોડા સંજોગોમાં પસાર થયા હતા. બધેજ અંધાધૂંધી ફેલાઇ હતી કયાંક પણ સલામતી જણાતી ન હતી.

તેમાંય જ્યારે અનંત ખુની તરીકે જાહેર થયો હતો ત્યારે તો સઘળે સનસનાટી વ્યાપી ગઇ હતી રાજ્યની એકેએક જનતાએ જેને એક દિવસ હર્ષથી વધાવી લીધો હતો તેજ જુવાન આજે તેઓના ધિક્કારને પાત્ર બન્યો હતો!

પણ ભીતરના ભેદની કોને ખબર હતી?

વાંચક! રંગભુવનમાં રાજાને લલચાવી વસંતોત્સવ ઉજવવાની કપિલા અને પ્રમાદધનની કપટજાળથી તો તું સારી પેઠે પરિચિત છેજ. ભોળો રાજા કપિલાની હઠથી રાજકુમારીના ખુનના શોકમાંય વસંત ઉજવવા તૈયાર બન્યો હતો.

કપિલાએ એને બરાબર પંજામાં લીધો. અને લાગ જોઇ ખંજરનો ઉપયોગ કર્યો. તેજ વેળા પાછળથી કોઇ આવતું હોય એમ કપિલાને લાગ્યું એટલે તરતજ એ બાજુના ખુણામાં ભરાઇ ગઇ.

એજ વખતે ચીસ સાંભળી અનંત પણ આવી પહોંચ્યો અને એ નિર્દોષ જુવાન આ કપટીઓના કારસ્થાનનો ભોગ થઇ પડયો.

આજે એને ફાંસી દેવાની સર્વ તૈયારી ચાલી રહી હતી. નુતનપુરની બધીય પ્રજા એ છેવટનો ફેંસલો જોવા ટોળે મળી હતી.

કપિલા અત્યારે રાજ્યાસનને શોભાવી રહી હતી. તેની પડખે પ્રધાનની બેઠક. આગળ પ્રમાદધન બેઠો બેઠો મુછો આમળી રહ્યો હતો. અત્યારે પોતે જાણે સારીય જહાનનો બાદશાહ પોતે ન બની બેઠો હોય તેમ એનો રૂઆબ દર્શાવતો હતો.

પળે પળે લોકોમાં શોરબકોર વધતો જતો હતો. 'ક્યાં છે એ લુચ્ચો જુવાન?' 'ક્યાં ગયો એ હરામખોર?' આમ બધી દિશામાંથી અવાજ આવતા હતા.

બધેજ ધાંધલ, અશાંતિ અને ખુની વાતાવરણ વ્યાપી ગયું હતું.

આખરે સિપાઈના પહેરા હેઠળ અનંત આવી પહોંચ્યો. એને બિલકુલ પરવા ન હતી. એ તો હતો એવો શાંત અને મક્કમ ડગલે મોતનો સામનો કરવા તૈયાર બની ગયો હતો. તેને ફાંસીનો હુકમ સંભળાવવામાં આવ્યો. પ્રમાદધનના હુકમથી એને પુછવામાં આવ્યું; 'તારી કંઇ છેવટની ઇચ્છા છે?'

'હા એજ કે આ પાપી દુનિયામાંથી જેમ બને તેમ જલ્દી મારો છુટકારો થાય'

'હા...હા...હા...' પ્રમાદધન અને કપિલા બન્ને સાથે હસી પડયાં. 'હજીય એની ખુમારી ક્યાં ઓછી થઇ છે?'

એટલામાં ભૈરવ ક્યાંકથી ફુટી નીકળ્યો. તેણે ત્રાડ નાખી: 'ઠે...રો...'

'તું...તું...કોણ?' એકદમ બેઠકમાંથી ઉતરી આવી પ્રમાદધન બોલ્યો.

'હું ! હું ! લે જો' એમ કહી ભૈરવે પોતાનો વેશ પલટી નાખ્યો. તેની સફેદ ઝૂકતી દાઢી નીચે જમીન પર પડી, અને એક બુઢ્ઢા ભૈરવની જગ્યાએ એક પાંત્રીસ વરસના આધેડ પુરૂષની આકૃતિ ત્યાં ખડી થઈ.

'કોણ...કોણ...ભાઇ રણમલ !' થોથવાતી જીભે પ્રમાદધન બોલ્યો.

'હા...એજ તારો કમભાગી સગો સહોદર રણમલ...અને આ અનંત તેજ તારો સગો દિકરો રણવીર.'

'હેં !' પ્રમાદધનની આંખો ફાટી ગઇ.

'જો આ એના જમણા હાથ ઉપરનું લાખું અને આ એના ગળામાંનું માંદળીઉં.' એમ કહી રણમલે અનંતના ગળામાંનું માંદળીઉં તોડી નાંખ્યું. માંદળીઆમાંથી એક ચીઠ્ઠી નીકળી. તેમાં અનંતની માતાએ ફક્ત આટલાજ અક્ષરો લખાવ્યા હતા.

'કમભાગી પ્રમાદધનનો કમભાગી પુત્ર રણવીર.'

'ઓ...ભાઇ...મને માફ કર...હવે આ દુનિયા મારે લાયક નથી...કમળા...આહ ! કમળા...આખરે પણ મેં તારૂં માન્યું નહિ..."

અને તેજ પળે પ્રમાદધન જાણે ગાંડા જેવો બની ગયો. તે દોડયો અને થરથર ધ્રુજતી કપિલા પાસે જઈ પહોંચ્યો.

"કુલટા...લે...હવે આપણાં પાપી મોં આ દુનિયા ઉપરથી જેમ બને તેમ જલ્દી છુપાવીએ..."

એમ કહી પ્રમાદધને પોતાની કેડમાંની કટાર કપિલાના દેહમાં

ઝુલાવી દીધી. આખરની એક ભયભરી ચીસ પાડી એ કુલટા લોહીના ખાબોચીયાંમાં આળોટતી સ્વધામ પહોંચી ગઇ.

પ્રમાદધને પણ એજ કટાર રણમલ અટકાવે તે પહેલાં પોતાની છાતીમાં ઘોંચી દઇ આ દુનિયાની આખરી વિદાય લીધી.

ઘડીભરમાં આખું વાતાવરણ ફેરવાઇ ગયું. લોકોમાં હોહા મચી રહી. પણ રણમલના હુકમથી સિપાઇઓએ એ ટોળાંને શાંત કીધું. અને થોડાજ દિવસમાં નુતનપુર અસલની સ્થિતિમાં આવી જશે એવી ખાત્રી આપી. બીજે દિવસે ભરાનારા દરબારમાં સર્વેને હાજર રહેવાનું આમંત્રણ આપ્યું.

---

## પ્રકરણ ૧૫ મું — છેવટ

"અનંત! આ રાજ્યનો ખરો માલિક તુંજ છે. આ રહી રાજા જયસિંહની પુત્રી ચંદ્રકળા. એનું પાણિગ્રહણ કરી હવે તારે નુતનપુરની ગાદીને શોભાવવાની છે." રાજમહેલના દિવાનખાનામાં ત્રણ જણ બેઠાં હતાં. તેમાં સહુથી આગળ તરી આવતો રણમલ બોલ્યો.

"પણ કાકા, હું તો મુંઝાઇ ગયો છું. મને કશી સમજ પડતી નથી. આ બધું ભેદનું કોકડું હવે તો ઉકેલીજ નાંખો." અધિરાઇથી અનંત બોલ્યો.

"હા. મેં આજની બેઠક પણ તેટલાજ માટે બોલાવી છે. જુઓ ત્યારે, ધ્યાન દઇને સાંભળો. રાજા જયસિંહની પહેલી રાણી મરી ગઇ

તેને આજે પાંચ વરસ પૂરાં થયાં. એઓ બહુજ ભલાં અને ભોળાં મહારાણી તરીકે પ્રસિદ્ધ હતાં. ત્યારબાદ એઓ છજ મહિનામાં આ બીજી રાણી કપિલા જોડે પરણ્યા.

એને પરણાવનાર તારો પિતા પ્રમાદધનજ હતો. તારી માતા એક ધાર્મિક અને સુશીલ બાઇ હતી. પ્રમાદધન પહેલાં તો કંઇક સીધો કહી શકાય એવો આદમી હતો પણ જ્યારથી કપિલા આવી ત્યારથી એ બગડતો ચાલ્યો.

એમ કહેવાય છે કે કપિલાને બળજબરીથી રાજાજી જોડે પરણાવી હતી એટલે તેને પણ રાજાજી જોડે બહુ બનતું નહિ. મુળથીજ એ સ્વચ્છંદી અને દુરાચારી સ્ત્રી હતી. અને તેમાં પ્રમાદધનની સંગત મળી એટલે બન્નેએ અવળા રસ્તા પકડ્યા.

તારી માતા પ્રમાદધનના ખરાબ કૃત્યોથી કંટાળી ગઈ હતી અને રાતદીનની ચિંતામાં એ ગળાતી જતી હતી. એને માત્ર તારીજ ચિંતા બહુ રહેતી. એ વખતે તું માત્ર ત્રણ વરસનો હતો.

હું પણ પ્રમાદધનથી બહુજ કંટાળી ગયો હતો. અને મને આ નઠોર દુનિયા તરફ બહુજ વૈરાગ્ય આવી ગયેલો એટલે સાધુજીવન ગાળવાનો મેં નિશ્ચય કરી નાંખ્યો હતો.

હું પ્રમાદધનથી પાંચ વરસ નાનો. આખરે બહુ વિચાર કરી તારી માતાએ એક દિવસ મને તેની પાસે બોલાવ્યો. તે વખતે તે મરણ પથારીએ સુતી હતી. અને મને કે કમને તેણે તને મારા હાથમાં સોંપ્યો.

ત્યારબાદ મેં દંડકારણ્યમાં એક ભેદી મહંત જોડે મારા દિવસો ગાળવા માંડયા. તેણે મને અનેક મંત્રો, જંત્રો શીખવ્યા અને હું ભૈરવને નામે બુઢ્ઢાના વેશમાં રહી અવારનવાર કપિલા તથા પ્રમાદધનને ચોંકાવતો રહ્યો.

તારી માતા મરણ પામી. પ્રમાદધને તારે અને મારે માટે ઘણી શોધખોળ ચલાવી પણ તેમાં તે ફાવ્યો નહિ.

મારે બહાર બહુજ રઝળવાનું થતું એટલે મેં તને મારા મીત્ર કલ્યાણની દેખરેખમાં મૂકયો. તેણે તને તાલીમ આપી અને છેવટે મેં તને નુતનપુરમાં લાગવગ લગાડી સૈનીક તરીકે દાખલ કરાવ્યો.

આ બાજુ કપિલા અને પ્રમાદધન રાજ મેળવવાની ખટપટમાં પડયાં હતાં, તેમને આમ કરવામાં ચંદ્રકળા આડે આવતી હતી. એટલે એક દિવસે તેણે એનું હરણ કરાવ્યું.

ચંદ્રકળાને ભૂતિયા મહેલમાં પૂરવામાં આવી. ત્યાં એનું બલિદાન લેવા માટે પ્રમાદધને એને એક સાધુડાને સોંપી. પણ ત્યાં છેવટની પળે હું જઇ પહોંચ્યો અને એને બચાવી લીધી.

તે વખતે નુતનપુરમાં તો એવીજ અફવા ઉડી રહી હતી કે રાજકુમારીનુ ખુન થયું છે. મને કેટલાંક કારણસર એ અફવા ચાલુ રહે એ ઠીક લાગ્યું. એટલે મેં ચંદ્રકળાને સમજાવીને શશિકળાના છુપા નામે રહેવા શીખવી મુકયું. એ અરસામાં જયસિંહ તારા ઉપર ખફા થયા. તું કેદ થયો અને મેં પણ લાગ જોઈ શશિકળાને ઉપાડી. ગમે તે ઉપાયે મારે શશિકળાને તારી બનાવવી હતી એટલે મેં એને

દંડકારણ્યમાં મારી જોડે રાખી. અને એક દિવસ એને પુરૂષ વેશમાં મોકલી તારો છૂટકારો કરાવ્યો. ત્યારબાદ પાણીમાંથી ડૂબતાં તમે બચ્યાં અને મને ઉતાવળ હતી એટલે તને જણાવ્યા વગર હું શશિકળાને ઉપાડી ચાલ્યો ગયો. બસ. ત્યાર પછીની બધી હકીકત તો તદ્દન સામાન્ય અને બીનજરૂરી છે. હવે તો માત્ર એટલુંજ કહેવાનું કે ખાઓ, પીઓ ને મઝા કરો

×

રાજા જયસીંહના ખૂન થયા બાદ ચંદ્રકળાએ અનંત સાથે પાણી ગ્રહણ કર્યું અને તેઓએ સહાહસંપથી રાજ્ય કર્યું.

અનંતને ભૈરવે કહ્યું હતું કે આ ભૂતીયા મહેલનો ભેદ તારો પુત્ર થશે તે જાણશે. માટે તારે તે સંબંધી કોઈપણ જાતની વધૂ તપાસ કરવી નહિ તેથી તેણે તેની ઇચ્છા મનમાં સમાવી દીધી. ઇશ્વર ઇચ્છાએ તેને બીજેજ વર્ષે પુત્ર પ્રાપ્ત થયો અને તેનું નામ દેવેન્દ્ર રાખ્યું. તેઓ આનંદથી રાજ્યનો કારભાર કરવા લાગ્યા.

**સમાપ્ત.**

અતિ અગત્યનું ચમત્કારીક પુસ્તક ! જેની શોધ માટે
સેંકડાની સંખ્યા ફાંફાં મારી રહી છે ! તે—

તૈયાર છે ]  તૈયાર છે  [ તૈયાર છે

# જાદુ-મંત્ર-તંત્ર પ્રકાશ

**ભાગ ૧ થી ૫ પુરા**

**અને**

## ઉપયોગી હુન્નર—કળા—નો—સંગ્રહ

એકથી એક વસ્તુ એવી ઉપયોગી અને ખાત્રીપૂર્વકની એમાં છે કે જે જાણી તમો અજાયબીમાં ગરકાવ થશો !

**જાદુઈ તંત્ર,** કપટ વિદ્યા—હાથ ચાલાકી, યાંત્રીક પ્રયોગોના ચમત્કાર, **મંત્ર વિદ્યા**— યક્ષણી વી. ની સાધનાની રીતો મારણ, મોહન, ઉચ્ચાટન, વશીકરણ, આધી—વ્યાધી નીવારણ, ઇચ્છીત ફળ પ્રાપ્તીના પ્રયોગો વીગેરે પરીપૂર્ણ.

**હુન્નર-કળા**-ઘેર બેઠાં નજીવી મુડીમાં વેપાર કરવા યોગ્ય વસ્તુઓ બનાવવાની સહેલી રીતે, રોગોની ચમત્કારી દવાઓ, સુગંધી, તેલ, સાબુ, પોમેટ વીગેરે અનેક વસ્તુઓ બનાવવાની માહિતી ઉત્તમ સંગ્રહ

આવું પુસ્તક આજ સુધી કશે પણ પ્રગટ થયું નથી. થોડું જ્યોતિષ તેમજ વૈદીક જ્ઞાન પણ આમાં આપેલું છે.

આટલી બધી વસ્તુઓનો સમાવેશ છતાં કીંમત **દોઢજ રૂપીયો.** ટપાલ ખર્ચ અલગ. તાકીદે ખરીદજો વ્હેલો—તેજ પહેલો ગણાશે.

**શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ—સુરત.**